માડી અંગ થકી ઉપનાવ્યાં, તેંતો ખાનપાન ખવરાવ્યાં;
તેં ભગત જન કહેવરાવ્યાં. ચરણે. ૨
મન કહે રૂપો હો બાઈ, મહારી લજ્જા રાખો સવાઇ;
હુંતો રહ્યોછું ચરણ સાહી. ચરણે. ૩

## જોટો ગરબી.

પાય હુંતો લાગુરે મા તમને, અંબા દ્યો દરશન અમને. પાયે. ટેક.
હુંતો પુજા કરૂ મા તમને, ચંદન અક્ષત કુમકુમને. પાય. ૧
માત પિતા દારાને ભાઈ, માહારે બહુચર સાચી સગાઈ. પાયે. ૨
માહારી માજીને પાલવ વળગ્યો, માડી તમે ન કરશો અળગો.પાયે.૩
માડી છોરૂ કછોરૂ જાણો, માત પિતા હદ નવ આણો. પાયે. ૪
માડિ બાળકને ખાવા દીજે, ખોળામાં બાળક લીજે. પાયે. ૫
માહારી માજીને શરણે રહીએ,કાલાવાલા બહુચરને કરીએ.પાયે.૬
હુંતો મુંઢ મુર્ખ અપરાધિ, માહારી પત્ય રાખો શંભાળી. પાયે. ૭
ભંડાસુર દૈત્યને માર્યો, એમ ઇંદ્રિ દેવ ઊગાર્યો. પાય. ૮
માર્કંડને અમર કીધા, ભટવલ્લભ પોતાના કરી લીધા. પાયે. ૯
સંસાર દૈવતનું કાંમ, નાણામાં બહુચર નાંમ. પાયે. ૧૦
હવે કળિયુગમાં કેમ જીવાય, માહારી સાહ્ય કરો મહંમાય. પાયે. ૧૧
માહારી અરજી સુણજો માતા, ભટ હરગોવીંદ ગુણ ગાતા.પાયે. ૧૨

## ગરબો મોહોલે પધારો મહારાજ એ રાગ.

આવો આવોને બહુચર માય, મૈયા મુજ ઘેર આવો;
હુંતો લાગુ તમારે પાય, મૈયા. તમે સલખનપુરની હોરાય, મૈયા.
માજી કિજે શેવકની સાહ્ય. મૈયા.

સાખી.

કારતગ માસે કરૂણા કરી, મા આવો મુજ ઘેર;
દાસની વિનતિ દીલ ધરી, મહંમાયા કરોની મહેર. મૈયા. ૧
માર્ગશિરે મન માહરૂ, મા મળવા અકળાય;
જેમ ચકોર ચંદ્રને, જોવા આકાશ માંહી જાય. મૈયા. ૨

પોસે પ્રાણ થકિ કહુ, માજી માનો સત્ય;
હું શેવક વણ દામનો, માજી રાખોને માહારી પત્ય. મૈયા. ૩
માહા મહિને તમો માવડી, હું છું તમારૂ બાળ;
આપ કૃપા જો નહીં કરૂ, માહારી કોણ લેશે સંભાળ. મૈયા. ૪
ફાગણ માસ ફુલ્યો વણો, સૌ ઊડાવેજ રંગ;
માહારૂ મન ત્યાં જઈ ઠરે, જ્યાં શોભેછે યંત્રને સંઘ. મૈયા. ૫
ચૈત્ર ચાચર સોહામણો, મુને જોયાનીજ ખાંત્ય;
બાળા બહુચર નિર્ખતાં,માહારા મનની તે ભાગે ભ્રાંત. મૈયા. ૬
વૈશાખે વારી જાઉ નામને, અધમ ઊદ્ધારણ હાર;
ભગતી સુધારસ ભગતને, તેતો પરમેશ્વરી પાનાર. મૈયા. ૭
જેઠે જાતા જગતનાં, ભગત તણાં પ્રતી પાળ;
દાતા ભકિત મુક્તિનાં, મૈયા કંટકનાં મહાકાળ. મૈયા. ૮
અશાડે આનંદથી, આવું દેવી દરબાર;
જાંણી દાસ પોતા તણો, મુને આપોની દેદાર. મયા. ૯
શ્રાવણ માસે સ્તુતી કરૂં, જોડીને બે હાથ;
તમો છો ત્રીભુવન પતી, માજી અનાથાંની તુ નાથ. મૈયા. ૧૦
ભાદરવે ભય કાપીયે, જાણી પોતાનો દાસ;
છોરૂ છેહ નવ દીજીયે, મુને આપો અવીચળ વાસ. મૈયા. ૧૧
આસોએ અરજી એટલી, કૃપાળી ધરજો કાન;
થોડામાં માનો ઘણી, માજી છો માહારા રૂદયના જાંણ મૈયા. ૧૨
અધિકે અધિકું શું કહુ, જાણો છો સઘળી વાત;
આપ વિના માહારે કોઇ નથી, તમે માત તાતને ભ્રાત. મૈયા.૧૩
દલસુખ માત કૃપા થકી, ગાયા તેર માસ;
રહુછુ વિરમગાગમાં, ત્રણ પોળની પાસ. મૈયા. ૧૪
સંવત ઓગણીસેં વિસમાં, ભાદરવો નિરધાર;
તિથિ તેરસ ઉપરાંતછે, શુધ્ય ચતુર્દશીને બુધવાર. મૈયા. ૧૫

## ગરબી રાગ ઉપરનો.

પાર ઊતારો ભવ પાર, અંબે પાર ઊતારો;

આરાતે સુરની હોમાય, અંબે. ગરૂવાચડની હો માય. અંબે. ટેક.

સાખી.

શ્રી ગણપતિને વિનવું, સ્વરસ્વતી લાગુ પાય;
દ્વાદશ માસ ભાવે ભણું, જેથી મનના મનોરથ થાય. અંબે. ૧
ભાદરવે અંબા થકી, અમો આવ્યા અમારે ઘેર;
સગુ સહોદર સૌ મળ્યું, તે તો તુજ વિના સૌ ઝેર. અંબે. ૨
આસો માસ દિવાલડી, લોક કરે સૌ રંગ;
તુજ વિના મા તે માહરે, માહારા રંગ થયા સૌ ભંગ. અંબે. ૩
કારતગે કયાં જઈ શોધીએ, જે જનની જોયાં આપ;
તેથી તો જુદાં પડયાં, માહારાં મળ્યાં પૂર્વનાં પાપ. અંબે. ૪
માગશરે મન માહરૂ, કરતું ઘણું વિચાર;
પાપ પૂર્વનાં બાળશે, મેં એ નિશ્ચય જાણ્યું આ વાર. અંબે. ૫
પોસે મળવા માતને, તલસે માહારૂ મન;
આરાસુરની સુંદરી, તાહારી કૃપાને ધંન ધંન. અંબે. ૬
માઘેતો મન ઓચરે, અંબા અંબા વાણ;
જે જને ઊચરી નહીં, તેને મોટી થઈ છે હાણ. અંબે. ૭
ફાગણ લોક આણંદમાં, કરતા બહુ ઉપહાસ્ય;
જન તારાને આઇજી, કયારે આવે શ્રાવણ માસ. અંબે. ૮
ચૈતરે ચિતડા વિશે, મત બાલી કરે પ્રવેશ;
કવિતા તો ચાલે નહીં, ત્યાં તો થોડામાં સરવે શેષ. અંબે. ૯
વૈશાખે શું વરણવું, તાહારૂ રૂપ કળ્યું નવ જાય;
આરાસુરની ઇશ્વરી, મહારા મનમાં વિમાસણ થાય. અંબે. ૧૦
જેઠે જોઊ વાટડી, ગણતો દિનપર દિન;
દિવસતો વર્શ તુલ્ય થયો, તેથી મન થયું ઘણું ભીંન. અંબે. ૧૧
અશાડે હેલી કરી, માહારૂ મનડુ ભરાઇ જાય;
આઇજી આંખેનિરખીશું, ત્યારે નિશ્ચય એ વાહાલુ થાય. અંબે. ૧૨
શ્રાવણે માને જઈ મળ્યો, પહોચી માહારી આશ;
દંડ પ્રણામે હું નમ્યો, માએ મુજને કર્યું સાબાશ. અંબે. ૧૩

સંવત અરાઢ અઠાણુંવો, અષાડવદ સોમવાર;
શુભ તિથિ દ્વિતિયા વિશે, મેંતો ગાયા માસે બાર. અંબે. ૧૪
ગાય શિખેને સાંભળે, બાળક નર વળી નાર;
પાંચે માસે આઇજી, તેને દરશણ તેડે દ્વાર. અંબે. ૧૫
નાગર બ્રાહ્મણ સાઠોદરો, નડિયાદ તેનો વાસ;
રવિયો તુજને વિનવે, તારા દાસ તણો જે દાસ. અંબે. ૧૬
માગુ મમથી એટલું, તમે પુરો મનની આશ;
વરસો વરસ શ્રાવણ વિશે, તમે તેડો તમારી પાસ. અંબે. ૧૭

## ગરબી.

સાંભળરે તુ સજની મારી રજની કયાં રમી આવીજી એ રાગ.
બહુચરમારે બિરદાળી, માહારાં પ્રાણ થકી છો પ્યારાંજી;
રાતદિવસ માહારા રૂદિયામાં રહેજો,ક્ષણુ નવ થાશો ન્યારાંરે.કહુકરજોડીને.૧
બુદ્ધિ સ્વરૂપ બાળાત્રિપુરા, રહો મુજ રદય નિવાશીરે;
દામ વિનાનો દાસ તમારો, ગુણ ગાવાને અભિલાશીરે. કહુ કરજોડીને.૨
બ્રંહ્માંણી રૂદ્રાણી પોતે, વૈશ્નવી વિખ્યાતજી;
જ્યાંરે જોઊ ત્યાં દીસો દેવી, ઘટ ઘટમાં માહારી માતરે. કહુ કરજોડીને. ૩
ઇંદ્રાદિક બહુ દેવ મુનિનાં, કંઈ કંઈ કાપ્યાં કષ્ટજી;
મહિશાસુરાદિક દાનવ મારી, સુખ પમાડયાં સૌ શ્રષ્ટરે. કહુ કરજોડીને. ૪
આધ અનાધથી દીસો આઈ, દાતા દીન દયાળીજી;
દીન દલસુખની માત સાંભળજો, કરણે વાત કૃપાળીરે. કહુ કરજોડીને. ૫

## ગરબો. નરબદાનો.

નીરમળ નીર નરબદા નાવા કુબેર દરસન કરવાને;
શીવપુરીમાં સોમનાથ બીરાજે ભવના પ્રાચીત હરવા. દરસન. ટેક.
કુલ ક્ષેત્ર ચાણોદકંનાળી, ભવ મંડલ ગડ મળીઆજી;
પ્રીત કરી પીગલેસ્વર પુજ્યા, જન્મ મરણ ભય હરીયા. દરસન. ૧
શેખસહી કપલેસ્વર ઇસ્વર, સંગ મળ્યો સૌ સાજીજી;
રણ મુકતેસ્વર નંદા નંદી, ઓર સંગમનો આરો. દરસન. ૨

સકળ પ્રજાનાં ભાગ્ય ઉઘડયાં, વીસ્વનાથ પધારયાજી;
ઉગ્ર તીરથ એ નરબદાનુ, કાશી થકી શીવ આવ્યા. દરસન. ૩
કરાલીયાં સંગમ જલ કાજે, નીત ગંગાજી આવેજી;
તીથી સપ્તમીયે સુભ વૈશાખે, અડશઠ તીરથ આવે. દરસન. ૪
વીદુરવાસ ઉચરૂછે, સનમુખ શ્રી સુખ દેવજી.
પુર વેણીનો મહીમા મોટો, રેવાંજળ ભરપુર. દરસન. ૫
અગમ અગોચર બે નીપાઆં, ધરમ ભણે સત વાચાજી;
સુખ દેવ પુરાણી નંદા સ્વામી, ગ્યાન લગાવે તાળી. દરસન. ૬
માહાલક્ષ્મી ઉમીઆ બ્રમાંણી, આસા પુરા આઇજી;
ચંડ મુંડને મારયા ચોળી, માહાકાળી મંમાઈ. દરસન. ૭
સીનોરમાં તે તલ ભંડેશ્વર, નાથ તણી ગત ન્યારીજી;
કુરેલમાં કુબેર બીરાજે, ભોલોનાથ ભંડારી. દરસન. ૮
શકલ્ત તીરથમાં હોય કાળેસ્વર, ઊભા સુરત સંભાળીજી;
ભરૂચમાં ભ્રગુરૂશી બીરાજે, ગ્યાન લગાવે તાળી. દરસન. ૯
કુંભેસ્વર હર કરૂણા કીજે, સેવકને સનમાનજી;
નાહાની મોટી બેહેન પનોતી, નવગ્રહે હનુમાન. દરસન. ૧૦
તરવેણી રતનાગર સાગર, જે શીવરાત્રી જાગેજી;
ફરસુરામ લોટેસ્વર ઇસ્વર, ભવની ભાવટ ભાગે. દરસન. ૧૧
શુલ પાણમાં શુલ ભેદજી, દુખડાં ટાળે દુરજી;
દેવ નદીનો મહિમા મોટો, નાતાં આવે નુર. દરસન. ૧૨
મહારે માનો મહીમા મોટો, મેલો ચૈતર માસજી;
ગણે વીમાસે ગરબો ગાયો, ભટ વીનવે વલભદાસ દરસન. ૧૩

---

## જોટો રાગ ઉપર પ્રમાણે.

બીરજવંતાં બાળા મા બહુચર, ચાલોને દરશન કરવાને;
ભોળી માત ભવાનીને ભેટો, નામ થકી ઊધરવા. દરશન. ટેક.
સલખનપુર સાચી મા બહુચરા, તોડે વાસો ત્રિપુરાને;
ભગવતી જોઇને ભાવે ભેટો, નામ થકી ઊધરવા. દરશાન. ૧

માનશરોવર માજીનું મહાત્મ, કાયા સકોમળ કરવાને;
પુરૂષાતણ મા પળમાં આપે, અંગના અવગુણ ટળવા. દરશન. ૨
આદ્ય સ્થાનક મા વરખડી, શિશ નમાવી નમવાને;
શેવે તેને સલખનપુરી આપે, પાંચ પદાર્થ મળવા. દરશન. ૩
ચાચર હનુમંત વિર દુવાગર, નારસંગ ગુણવંતાને;
ભૈરવ ગણેશ બેઊ પાસે, શેવકનાં કારજ સરવા. દરશન. ૪
ગણેશ ગોખમાં ગંભીર ગાજે, જળહળ જોત્યો માની ઝળવાને;
શેવકને સલખનપુરી આપે, કોટી કારજ કરવા. દરશન. ૫
સમર્યો પહેલાં મા સાદ દેવે, શસ્ત્ર ન દે અંગ અડવાને;
કહે રૂપો જનનીને જાચો, મન ચિંતવ્યાં ફળ મળવા. દરશન. ૬

## ગરબી.

મોટી માત મહંમાયા, શરણે મેં આયા મેં આયા;
દેવો દરશનથી સુખાયા, શરણે. ૧
સંસાર રૂપી તેં કરી કલ્પના, કંઈ ભરમે ભોળવાયા. શરણે. ૨
મોહ મત્સર અહંકારને આશા, તે કાચી બનાવી કાયા. શરણે. ૩
ધન ધન સંસાર કુટુંબ સહુ તે, જુઠી ઠરાવી માયા. શરણે. ૪
સ્વાર્થ રૂપ સંસાર સહુ કરિયો, સહુ પુછે કંઇ લાયા. શરણે. ૫
જુઠાને સાચુ કરી માને, જુઠે જુઠાને ધાયા. શરણે. ૬
ઊંધાં ચતાંને માહારૂ તાહારૂ, તેમાં કંઇ ડાહ્યા વાહ્યા. શરણે. ૭
ખોળીયું જડમાં ચૈતન દીવડો, ઊઠ ચલે સત્તાયા. શરણે. ૮
ધન દોલત સંસારને સોંપી,સાથે નહીં આવે રસ્તા બતાયા.શરણે.૯
સંસાર તરી કેમ પાર ઉતરીયે, તુ તારે તો તરાયા. શરણે. ૧૦
સંસાર વ્યવહાર સર્વે સાચવે, ધણીસેં ધ્યાન લગાયા. શરણે. ૧૧
પાપ પ્રાયશ્ચીતથી રહીએ વેગળાં, દયા રાખો દલ ડાહ્યા.શરણે. ૧૨
દાન પુન્ય કરશે જે હાથે, એ તરવાના સાયા. શરણે. ૧૩
નીરમળનામ નિરંજન નીરગુણ,સમર્ણુ સતગુરૂને બતાયાશરણે.૧૪
સાગર બુધ જે સમર્થ ગુરૂજી,અલ્પબુદ્ધે હરગોવન ગાયા.શરણે. ૧૫

## જોટો.

જગદંબે જગદંબે, જે જે જગદંબે જગદંબે;
સંસાર પાર ઉતારણી મૈયા, માને નમુ કરી કરલંબે. જે જે. ૧
અસુર સંહારણી દૈત્ય દલ મારણી, વાઘ ચઢીને અંબે. જે જે. ૨
ચંડ મુંડને નાંખ્યા ચોળી, માર્યા શુંભ નીશુંભે. જે જે. ૩
ભાવ ભગતીએ તુજને શેવે, બોલે જય અંબે જય અંબે. જે જે. ૪
બ્રંહ્મા વિષ્નુ ઈંદ્ર નારદ સરખા, માનું ધ્યાન ધરે શીવશંભે.જેજે.૫
નહીં પવન નહીં પાણી પૃથ્વી, પ્રગટ થયાં જોત બંબે. જે જે. ૬
દાસ ગુલામ હરગોવન તાહારો, શિરપર રહો માત અંબે. જે જે. ૭

## ગરબી ચાલો ડાકોરમાં જઈ વશીએ રાગ.

સલખનપુર શોભા સારી, અંગ છબી પર વારીરે; સલખનપુર.ટેક.
અર્ક સરીખી આંગી શોભે, યંત્ર છબી સુખકારીરે. સલખનપુર. ૧
ગોખ ધુમટ શિખર શું નેહે,જોઇને જાઊ બલીહારીરે. સલખનપુર. ૨
દલસુખ દીન દરશનો પ્યાસી,ત્રીપુરા દ્યો ભવ તારીરે.સલખનપુર.૩

## જોટો ગરબી.

સલખનપુર માત હમારી, મોરે ભરોંસો ભારીરે; સલખનપુર.ટેક.
બ્રંહ્મા ઇંદ્ર જાકો રટન કરતહે, ધ્યાન ધરત વિષધારીરે. સલ. ૧
અભય પદ દિયો દેવનકુ, દાનવ દુષ્ટ વિડારીરે. સલ. ૨
પતિત હતે સો પાવન કીને, પુરૂશ કીયો હુતી નારીરે. સલ. ૩
દીન દલસુખ કે દુઃખ નીવારો, આયો મેં શરન તીહારીરે. સલ. ૪

## જોટો.

જગદંબ કયુ ન ભજોરી, કળીયુગમે આયુશ થોરીરે, જગદંબ. ટેક.
કામ ક્રોધ મોહ મત્સર મમતા, તનસેં કયુ ન તજોરીરે. જગ. ૧
બાલા યોવન વસ્થા બીતી, વ્રિધમે કયું ન લજોરીરે. જગ. ૨
માત પિતા સુત દારા બંધું, સ્વારથિ કયું ન સમજ્યોરીરે. જગ. ૩
કહે દલસુખ દીન શક્ત સંનદકી,સજાઇ કયું ન સજોરીરે. જગ ૪

# બત્રીસ અક્ષરનો ગરબો.

માને ભજીએ તે વારમ વારજો, અધમ ઓધારણ આઈછે જો;
કૃપાદૃષ્ટે ઉતાર્યો પારજો, બરદાળી બહુચર બાઈછે જો. ટેક.
કકા કલજુગમાં કરૂણા કરીજો, નીજ ભક્ત લડાવાં લાડજો;
નવખંડે નાલુ ફરીજો, કરચા કુટીલ તણા સંહારજો. બરદાળી. ૧
ખખા ખરે મને આરાધસેજો, તેનો જન્મ કૃતારથ થાઅજો;
મંત્ર બાલાનો સાધસેજો, તેને મુક્તી તે આપે માઅજો. બરદાળી. ૨
ગગા ગુણવંત ગોખે બીરાજતાજો, ધરાનવ સત આભ્રણ સારજો;
નેપુર રૂમ જુમ વાગતા જો, કંઠે મુક્તા તે ફુલનો હારજો. બરદાળી. ૩
ઘઘા ઘોર ગંભીર ગાજી રઆંજો, વાજે અણહદને નીશાનજો;
દેવના દુંદભી ગરગડાંજો, અમર ઇછાએ વૈમાનજો. બરદાળી. ૪
નના નવરાત્રી ત્યાં આવીઆજો, જો તે ઉતમ આસોમાશજો;
ખોચરે અંબાને કહાવીયુજો, રમવા આવો ભવાની સાથજો. બરદાળી. ૫
ચચા ચાચર આવાં ચુપસુજો, સરવ શકત તણુ સાજનજો;
પુજા કરી પાત્ર પુષ્પસુજો, પછે ડેરે પધારચાં માઅજો. બરદાળી. ૬
છછા છેલ છબીલી માને જોઇને જો, અતી અંબા થયાં પ્રસન જો;
મન રહ્યા સૌ મોહીને જો, બેઠાં આપ આપણે આસનજો. બરદાળી. ૭
જજા જેઆ સરીખી જાત્રમાં જો, કર્યા ચારૂ દીશાએ બજાર જો;
આશો માસ નવરાત્રમાં જો, થઇ શોભા તે અપરંપારજો. બરદાળી. ૮
ઝઝા ઝળકે તે આંગી હીરે જડીજો, માંહી બળે સોનાના તારજો;
વીશ્વકરમાએ પોતે ઘડીજો, મણીરતન વછટ કાંઈ સારજો. બરદાળી૯
નના નજર કરીને નાલતા જો, એક પળક ન પાછી થાઅ જો;
સુરપતી એ સંભાલતા જો, કોટી રતીપતી મન પળાઅજો. બરદાળી. ૧૦
ટટા ટોળે મળ્યાં ત્રીપુરેશ્વરી જો, કરે ઓપતુ આવાહંનજો;
તોતલા ત્યાં ગાત્રેશ્વરી જો, પાન પાત્ર જડયાં છે રતન જો. બરદાળી. ૧૧
ઠઠા ઠામો ઠામ ડેરા કર્યા જો, આવ્યા દેશ દેશના સંગ જો;
ઉદા ઉદા મુખ ઓચરે જો, રહે અષ્ટ પોહોર આનંદ જો. બરદાળી. ૧૨

ડડા ડાભા તે જમણી દેખતાંજો, કરે અરૂણ વીશેખ કલોલ જો;
પરચો તે પ્રત્યક્ષ પેખતાં જો, મુખ બૌચર કહી તુ બાર જો. બરદાળી. ૧૩
ઢઢા ઢાલ ધજાછે ધરમની જો, જેને જેવી ઇછાય જો;
બેઠી સભા ત્યાં બ્રંહ્મની જો, ગ્રત ખીર ખાંડ હોમાય જો. બરદાળી. ૧૪
ણેણા ણેણી દીવસ ત્યાં રંગના જો, વાગે ચંગ મરદંગ ઉપંગ જો;
નરત કરે દેવંગનાં જો, ગુણ ગાંધર્વ ગાએ સોરંગ જો. બરદાળી. ૧૫
તતા તત્વ કહીએ ત્રીલોકનુ જો, મૈયા સ્વરગ મ્રત્યુ પાતાલ જો;
ભાગ્ય ભળ્યાં ભરતખંડનાજો, મન મોહ્યુ તે ચોકચૌવાળજો. બરદાળી.૧૬
થથા થાળ મધ્યે વિવેકસુજો, માંહી ગ્રહી પુજાપો હાથજો;
આવ્યાં ચાચર શોભા ભરીજો, નીજ ગોરને લીધા સાથજો. બરદાળી.૧૭
દદા દેવલછે દસદ્વારનુ જો, માંહી વીવીધ વિચીત્ર સોહાય જો;
ઉપર શીખર સોના તણું જો, જરી પટકા ફરૂકા ખાયજો. બરદાળી. ૧૮
ધધા ધામ તે ચારે ત્યાં વસેજો, સરવે શક્તિના શેવે ચરણજો;
શહસ્ર અઠયાસી ત્યાં ધસાજો,મૈયા તેત્રીશક્રોડ રહ્યા શરણજો.બરદાળી.૧૯
નના નામ ધરચુ નારાયણીજો, મુખ મારકુંડ મહીમાયજો;
અંત્ર આપીક્ષા છે ઘણીજો, મૈયા જૈમુની રૂશી ગાયજો. બરદાળી. ૨૦
પપા પાર લેવા પાપી ગઓ જો, પછે માએ ભમરા ઉડાડચા ક્રોડજો;
પરચો જોઈ વિશમે થઓજો, મૈયા સ્તુતી કરી કરજોડજો. બરદાળી. ૨૧
ફફા ફોગટ પેટ મ્રગ આવીઓજો, મુખ બહુચર કહી તુ બાહારજો;
ફુલડીએ સેન જમાડીયુજો, એવા પડછા દીધા અનેક વારજો.બરદાળી.૨૨
બબા બહુ ખેલ બહુચર માતનાજો, શેષ શસ્ત્ર ન પામે પારજો;
નેમબંધી કરે જાતરાજો, તેને ન આવે પશુ અવતારજો. બરદાળી. ૨૩
ભભા બ્રાહ્મણ ભોજન ભાવે કરેજો, મૈયા દીજે દાનને દક્ષણાયજો;
આદે શક્તી અભરે ભરેજો, મેહેર કરે ન મુકે મણાયજો. બરદાળી. ૨૪
મમા માનસરોવર મહીમા ઘણોજો, થઓ મેરીનો મેરાયજો;
ઘોડીનો ઘોડો બન્યોજો, તેતો સાક્ષી બ્રંહ્માંડ પુરાણજો. બરદાળી. ૨૫
યયા યથા શક્ત પારે ધરેજો, જેને જેવી છે ઇછાયજો;
અંબા કહે ચંડેસ્વરીજો, હવે મંડપમાં કરો સભાયજો. બરદાળી. ૨૬

રરા રસોઈ કરી ભલી ભાતસુજે, માંહી મેવા બહુ પકવાનજો;
આરોગ્યાં સૌ સાથસુજે, મૈયા પ્રથમ કરચાં મધુપાનજો. બરદાળી. ૨૭
લલા લેઈ ભોજન ભાવે કરીજે, ઉઠી હરખે કરચાં આછમનજો;
પાન બીડાં મુખમાં ધરચાંજો, માંહી સરવ મશાલા અન્યજો. બરદાળી. ૨૮
વવા વળી વળી કહુ વીનતીજે, હવે આજ્ઞા કરો ત્રીપુરાયજો;
સરવે બેઠાં રથમાં ચડીજે, વળી માનુની મંગળ ગાયજો. બરદાળી. ૨૯
શશા શીખ કરી સૌ સાથનેજો, ઉઠી હરખે પધારચાં માયજો;
ધન ધન બહુચર માતનેજો, જેનો દીનદીન અધીક પ્રતાપજો. બરદાળી. ૩૦
ષષા ષેડો તે રથ કાંકરેસ્વરીજે, જેમ મારૂતે વેગે પળાયજો;
મધ્યે બેઠાં માહેસ્વરીજો, પોતે પોત્યાં તે આરાસુરજો. બરદાળી. ૩૧
સસા સંવત અષ્ટદશ છાસીએજો, આસો અષ્ટમાને મંદવારજો;
આણંદપુરમાં વાસ છે જો, કહે કૃશ્નકુળ નામે દાસજો. બરદાળી. ૩૨
હયા હરખ ધરી હૈયે ઘણોજો, મૈયા શીખે સુણેને ગાયજો;
ગરબો અક્ષર બતરી તણોજો, તેના મનવાંછીત ફળ થાયજો. બરદાળી. ૩૩
ક્ષલા લેહે લાગી માના નામસુજે, રહુ અષ્ટપોહોર ઉલાસજો;
અવર બીજાનું કામસુજે, મૈયા ફરી ન આવે ગરભવાસજો. બરદાળી. ૩૪
ક્ષક્ષા ક્ષેમા ગુનો કરો માહરોજો, રાખો ચરણકમળને પાસજો;
જન્મો જન્મ છુ તાહરોજો, કહે કૃશ્નકુળ નામે દાસજો. બરદાળી. ૩૫

## ગરબી. ઘેલું શું બોલે ગોવાળીયા જો એ રાગ.

જ્વાળા મુખી તે માત જાગતી જો, માનો વાસ નગર કોટ માંહ્ય જો;
આઇના કુંડળનો મહીમાં ઘણોજો, બ્રંહ્મા વખાણેછે વેદ ત્યાંયજો. જ્વાળા. ૧
માનું સુંદીર રૂપ સોહામણું જો, જાણે શર્દ નીશાનો ચંદ્ર જો;
આઇને સોનાકેરૂ છત્ર છાજતુજો, માને ચોરાશી નાદનો ઘંટજો. જ્વાળા. ૨
આઇએ શુંભ નીશુંભ બે મારીયાજો, આઇએ કીધુંછે મોહોટું કાજજો;
એને બ્રંહ્માએ શેવીમહાદ્રી વીશ્નુંએજો, સદાશિવે શેવી જ્વાલા માતજો. જ ૩
ઉદોઉદો અંબા ભણે જો, માજી રમેછે રંગભેર રાસ જો;
અનેક જોગણી ટોળે મળી જો, રહી જ્વાળા કેરે દરબાર જો. જ્વાળા. ૪
માને નૈવેદ કરે થાળે ભરી જો, વળી મધના તે પ્યાલા હાથજો;

આવે અંતે આઈ ઇશ્વરી જો, સદા પ્રાગ તમારો દાસ જો. જ્વાળા. ૫

## ગરબી. નવરાત્રીની તીથીયો.

નવરાત્રીના દીન, રૂડા આવ્યારે; અંબામા ઘેરેઘેર, પોતે પધરાવ્યાંરે. ૧
પડવે પાવાવાળી, પાલવ સાહ્યોરે; દરશન કરતામાં આજ,ગરબો ગાયોરે.૨
બીજે બહુચર માત, રક્ષા કરજોરે;માહારાં સર્વતરેહનાં દુખ,તમેતો હરજો.રે૩
ત્રીજે ત્રીભુવન માત, બેડી ગાજોરે; સિંહાસન ઉપર માત,તું બીરાજોરે. ૪
ચોથે ચંડીમાત, ચોદશ જોતીરે;આંખડીએ આવી આજ,આંસુડાં લોતીરે.૫
પાંચમે પાળો માત, અમને આવીરે;રમતાં રંગ ભેરે આજ,હ્યો બોલાવીરે.૬
છઠ્ઠે છબીલી માત, છાયા કરજોરે; શેવકનાં આવી આજ,દુખડાં હરજોરે.૭
સાતમે સુંદરરૂપ, તમારૂ ઝળકે રે; ચાચરમાં રમતાં આજ,મનડુ મલકેરે. ૮
અષ્ટમી અષ્ટ ભુજાય, મા દરશન દેજોરે; આ હવન અતિશય થાય,
ઓવારણા લેજોરે. ૯
નવમી નવદુર્ગા, મળી અજાઇરે;જમેબ્રાહ્મણ સર્વે આજ,અંબાને ત્યાંહીરે.૧૦
દશમે દરશન દેજો,આદ્યભવાનીરે;સુખી રાખો આકાય, મા મહેરબાનીરે.૧૧
એકાદશીને દીન, ઉત્સવ થાયેરે; અંબાના ગુણગવાય, જોવા પળાયેરે. ૧૨
બારશ બાળારૂપ,બહુચરીઅંબારે;માઆવો અમઘેરઆજ,મામનેગમવારે.૧૩
તેરશતુળજારૂપ,જોઇજોઇ હરખુરે; નયણેથી અંબાઆજ,હરખીનીરખુરે.૧૪
ચૌદશચાચરમાંય, હવનતોથાયરે;શ્રીફળચુંદડીયો આજ, ધીહોમાયરે. ૧૫
અમાંસપુનમે આદ્ય,દરશનદીધાંરે;ચાચરમાંઆવી આજ,નાટારંગકીધાંરે.૧૬
પંદરતીથીયોગાઇ,ઉલટઆણીરે;હુંતોસમરૂશ્રીત્રીપુરાય,આરાસુરરાણીરે.૧૭
બાલાજીએ ગુણ,નવરાત્રીમાંગાયારે;છેઅંબામાની આશ,શિરપરછાયારે.૧૮

## ગરબો.

પડવે પુરણ પ્રેમ,મનમાં ધરતોરે;માહારે આઈ પુજાનો નેમ,અરજી કરતોરે.૧
બીજે બાળા રૂપ, બહુચર બાઇરે; અકળ સ્વરૂપ આઇ, રસના ગવાઇરે.૨
ત્રીજે ત્રિભુવન વ્યાપ,બનીઅદભુતેરે;સાગરને ભોવન સપ્ત,પ્રગટસાર ભૂતેરે.૩
ચોથે ચારેવેદ, ભણીયા ભાવેરે; અસુર હણ્યા નિરવેદ, સબળ કહાવેરે. ૪
પાંચમે પરતાપ, અમને તારોરે; ધોળેશ્વરથી માત, ચુંવાળ પધારોરે. ૫
છઠ્ઠે સૌપર રહેમ, તારી રહેતીરે; આદ્ય નિરંજની એમ, વદે વધુ નેતીરે. ૬

સાતમે કરી સંભાળ, અંતર ઉલ્લાસોરે; સ્વર્ગમૃત્યુ પાતાળ,વસે તું વાસોરે.૭
આઠમે હોમહવન, દુરગા થાએરે; ધુમ્ર જાય ગગન, મંત્ર ભણાયેરે. ૮
નવમી નવદુરગાય, રમવા કાજેરે; નીસરીયાં ચુંવાળ, સખી સંગ છાજેરે.૯
દશમે દશઅવતાર,ધારી ભૂતળમાંરે;તુજ પાયલણુ સતવાર, બોચરબળમાંરે.૧૦
એકાદશી ઉરરાખ, અરજી મારીરે; સંકટ સૌકાપીનાંખ,જય અસુરારીરે.૧૧
બારસે ગ્રહીને બાંહ્ય,દાસઉગારોરે;રહે શિર તુજચરણે માંહ્ય,ધન તે દહાડોરે.૧૨
તેરશે તુજ ગુણગાય, અમર કહાવેરે; યમરાય કરી રક્ષાય,વાહારે આવેરે.૧૩
ચૌદશે ચીતતુજ પાસ, માતા મારૂરે; વધે અંતર ઉલ્લાસ,લાગે ચારૂરે. ૧૪
પુનમે આઈ પળપળ, રક્ષણ કરતીરે; ધારી ટેક સબળ,જગ સંચરતીરે. ૧૪
તિથીપંદર ગાય, જે કો ભાવેરે; તેને બહુચર સાહ્ય, લ્હેરી કહાવેરે. ૧૫

## ગરબી વીંજણો રમણચઢોરે લોલ એ રાગ.

ગુણતો શ્રી અંબાના ગાઇએ, ચિત માના ચર્ણમાં ચાહીએરે; ગુણ. ટેક.
મંગળવાર કહુ આવે વદતી કોયલને સાદે, શોભા નેપુરને નાદેરે. ગુણ. ૧
બુધે મા બહુરૂપેપ્રગટી,વદને ચંદ્રરહ્યો ચળકી;કપોળે સૂર્યકળા ઝળકીરે,ગુણ.૨
ગુરૂવારે ગ્રહ રહે ફરતો,શેવક શિરછત્ર હીંડે ધરતો; મહીમા ત્રૈલોકમાંપરતો,ગુ.૩
શુકર સજનીછે સકળા, દાનવદેવ નમે સઘળા;સરસ્વતિને બીજીકમળારે,ગુ.૪
શનીવારે શસ્ત્રસજ્યાં આપે,તપીયા ચુંડમુંડ તાપે;વિડાર્યા ખડગતણે કાપેરે,ગુ.૫
રવી તેજથકી અધીક બની, ચોટલો શેષનાગની ફણી; કુંમકુંમઆડ વિશાલ ઘણીરે, ગુણ. ૬
સોમે સોમ તણી દ્રષ્ટી,કરોને અમીછાંટ તણી વૃષ્ટી;માપાળે તુસર્વ શ્રષ્ટીરે,ગુ.૭
ફરીફરી મંગળ કહેવાય, મહેર કરોને બહુચરમાય;શેવકવલ્લભભટ ગાયરે,ગુ. ૮

## જોટો ગરબી.

ગુણતોશ્રી બહુચરના ગાઇએ, એકચિત્તે અંબાને ચાહીએરે. ગુણતોશ્રી. ટેક.
આદીતે અલબેલીઉઠી,ભરીરે મુક્તાફળનીમુઠી;સલખનપુર સમરથમાંદીઠીરે,ગુ.૧
સોમેતો સલખનપુરશેવી,ચુંવાળમાં બોચરીયાદેવી;માહારૂમનમાન્યુમાહેવી,ગુ.૨
ભોમેતો મનમાન્યું માહારૂ,અતી સુખ આનંદમાં કહાવ્યું; નીરખુ મુખ બહુચરીયા માનું, ગુણતો. ૩
બુધેતો બાંહ્યગ્રહો માહારી,લંઘર તોડાનેવાળી;પેરણુ માજી ચરણાનેસાડીરે, ગુ.૪

ગુરૂએતો જ્ઞાનબહુ ગણીએ,અંબેમાનું ધ્યાન રૂદે ધરીયે;ત્રીપુરા શેવેથી તરીયે,ગુ.૫
શુકરે શોભા બની સારી,પારે આવે નરને નારી;દરશન દો મા દયાળી, ગુણતો.૬
શનીએતો અંબાશ્રીશેવો,મીઠોરૂજેવો કળીયુગનોમેવો;ઉગ્રપીઠ પારોછેએવોરે,ગુ.૭
સાતવાર માજીના જે ગાયે, સહેજે સુધાસિંધુ તરી જાયે; વલ્લભધોળો માને
ચરણે જાયે, ગુણુતોશ્રી બહુચરના ગાઇએ. ૮

## ગરબો ભદ્રકાળી માતનો.

### મહિયારી મળી ચાલી મહી વેચવા એ રાગ.

મા મુજને એક ભરોંસો આપનો, આ સમે મુજને ઓથ ધરીને ઉગારજો;
કંઠસમો કળીકાળે મુજને ગ્રહ્યો,બાંહ્ય ગ્રહીતમો મુજનેકહાડો બહારજો.મામુજને૧
નોધારો વસુધા ધરમાં હું પડયો, જેમ તેમ કરીને પુરો જન્મ કરેશ જો;
સ્વપ્ને ના દીઠું સુંખ આ સંસારનું, કીયે જન્મ હું હવે સ્થીર ઠરેશ જો,મા. ૨
દાન દયા શેવા સાધન ના બને, પરમાર્થનું કિંચિત કામ ન થાય જો;
સુખ શક્તિ સાધન એકે ના સરે, ઉગે તેવો અરૂણ આથમી જાય જો. મા. ૩
મુજ પાપે હું લેવાયો આ લોકમાં, અવળાં આદર આપ્યાં સૌને સાર જો;
હું પદથી હાથ નથી મેં કાઢીયો, કર્મને જોતાં શેષ ધરે નહીં ભાર જો. મા. ૪
મુળ થકો માઠી બુદ્ધિ માહરી, ગુણ કર્યા તેની પુઠે દીધી ગાળ જો;
કટીકશી ભાગ્યની પુઠલ હું ભમ્યો, કર્મ કહે જાય ભૂમી રસાતાળજો. મા. ૫
પાખંડી પ્રપંચી પુરો થયો, વિપ્રની આવે વિરોધમાં નહીં વાર જો;
અણ દીઠી કુડી સાખ્યો હું કહું, લાંછન ધરતાં લાજ નહીં લગારજો. મા. ૬
અઘટિત હું વનિતા સંગ વળુધિયો, ધશે વ્યવસનમાં નથી અધુરો નામજો.
સંકટનું સરીગત માહારૂ કો નથી, આ સમે હવે નથી ડર્યાનો દાવજો. મા. ૭
જ્યાં જાઉ ત્યાં પતિત ન પડે પંડની, કો કહે કપટી લુચ્ચો જારી લબાડ જો.
સાકુટને સૌ કહે તે સંભવે, રાખો શરણે માજી માનીશ પાડ જો. મા. ૮
જેવાછુ તેવા જન તમારડા, આદ્ય થકી તે અંત લગી આધાર જો;
નીજ જનને કહોને શાની રહે કમી,દુઃખની બેલી દીલમાં વાત વીચારજો.મા.૯
જન્મ સુધી પરની રહેશે યાચના, દેહને દુઃખ દઈ લેશે દૈવજ દાણ જો;
વીશંભરી વાહારે તદપી નહીં ચઢો,અનાથ બંધુ તમને કહેશે કાંણુજો. મા. ૧૦
દુઃખ વેળે દોડયો આવુ તમ ભણી, અંતરમાં મુને આપ તણીછે આશાજો.

ત્રેહે આદેવેરી જન અળગા કરે,કર્મ જોઈ મારાં કરશો નહીં નીરાશજો.મા. ૧૧
અવનીપે આશ નહી માહારે કોઇની, ભદ્રકાળી તમકેરી હૈયે હામ જો;
જાણું છું અઘરે અરથે આવશો,તમો અમારી દોહલી વેળાનાં દામજો. મા. ૧૨
તમ શરણે સુખ દુઃખ સહી વળગી રહ્યો,આખર થઈ હવે આણો હૈયે હેતજો.
મુજ સરખાં થઇને નહીં ભાળો તમો,ફોગટ જુગમાંભગ્તી થાશે ફજેતજો.મા.૧૩
પ્રાણી જન મુજ પર છાયે રહે નહીં, શુભ ના ઇચ્છુ કોઇનું રદય કઠોર જો;
પામર થઈતમ શરણે આવી પડયો, ઝાઝુ મારૂ જનુની તમપર જોરજો. મા.૧૪
પાપ તણો કુંભ સરવે પૂરો થયો, દાવાનળ દુઃખ દરીયો ઉલટયો પુરજો.
કાંઈ કહેતાં કો કર સાહાવા ના મળે,વાહ્યો જાછ જેમ ઉડે આકનું તુરજો. મા. ૧૫
ચો તરફથી ચિંતા પ્રગટી મુજને, અન્ન ન ભાવે નિંદ્રા નહીં લગાર જો;
કૃપા કરી પૂરો કલ્પના માહરી, ફરી નહીં માગુ મુંખથી બીજી વારજો. મા. ૧૬
દુઃખદેણું કહેવત કહીએ દ્રવ્યની, કૂરબુદ્ધી તે કૃપા કરીને ટાળજો;
સુખ શાતા તનધન ભગ્તિ ભાવથી,ભદ્રકાળી તું કૃપા કરીને આલજો. મા. ૧૭
ઝાઝુ શુ કહુ સરવે જાણોછો તમો, વીશ્વંભરી મન પુરણ વિશ્વ વિવેક જો;
આ કળીમાં રક્ષણ કરીને રાખજો,જેમ તેમ કરીને રેવાશંકરનો ટેકજો.મા. ૧૮

## અથ વિમળનો ગરબો.

ઓ રાણાજી રઘુવરની સંગાથે રાઢ ન કીજીએ. એ રાગ.

ગણપત સમરૂ ચીતે સરસ્વતી, ગાઉ વીમળ આપો શુભ મતી;
કરો કીરપા ફેરવો કરમની રતી, ધનઅંબામા આરાસુરમાં વસીયાં
જુગતેજાણી;માહારી માજીમા અકલકળાછે તાહારી કોયે નકળાણી.૧
મા મહીશાસુરને માર્યો જેહ, તે સદગતીને પામ્યો તેહ;
ઉત્તમ પ્રગટયો વિમળદેહ, ધનઅંબામા. ૨
શ્રીમાળી શ્રાવક ઘેર પ્રગટ થયો, પાંચસાત વરસનો ભણવા ગયો;
વિદ્યા ન આવડી મુરખ રહ્યો, ધનઅંબામા. ૩
માએ લેઇને મોકલ્યો મુસાળ, મામાએ કીધો ગાયનો ગોવાળ;
અંબાની ગાયો ચરાવે બાળ, ધનઅંબામા. ૪
અંબાજીનું તે ધ્યાન ધરતો, અંબા અંબા કહી વન ફરતો;
અંબાનો ગોવાળ હરસ કરતો, ધનઅંબામા. ૫
ઉઠતાં બેસતાં અંબાનું ધ્યાન, ખાતાં પિતાં અંબાનું નામ;

તદવત થઓ ગઈ શુધને સાન, ધનઅંબામા. ૬
પ્રાતુસકાળે ગાયો દોહીને છોડે, તાઢ તડકો વરસાદ કાંઈ નવ હોઢે;
તપશ્યા વલે અથડાય રોડે, ધનઅંબામા. ૭
બારવરસ જ્યારે પુરાં થયાં, અંબાએ લેઈ અજાઇને કહ્યાં;
હેના દુખદાળીદ્ર સર્વે ગયાં, ધનઅંબામા. ૮
શ્રાવણસુદ આઠમને રવીવાર, પાછલીરાત્યે કરતો પોકાર;
ગાયો દોહોવી ખોલો દરબાર, ધનઅંબામા. ૯
અજાઈ અંબાએ હરષ ધરી, સુપડામાં લાવ્યાં જ્વાર ભરી;
લેલે વિમળ કહે ફરીફરી, ધનઅંબામા. ૧૦
મા હેને લેઇને શું કરૂં, વસ્ત્ર પાસે નથી લઈ શેમાં ધરૂં;
પેહેરણ છેડો કાઢી માંય ભરૂ, ધનઅંબામા. ૧૧
માએ અષ્ટ સીદ્ધ નવનિદ્ધ આપી, સકળ સમરથી કરી થાપી;
વીમળનાં દાળીદ્ર નાખ્યાં કાપી, ધનઅંબામા. ૧૨
માજીએ કર્યો ત્યાં વીમળરાય, હાથી ઘોડા અંબાડી થાય;
જ્યારે પ્રસન્ન થયાંછે અંબામાય, ધનઅંબામા. ૧૩
ગાડી ઘોડા નાલખી પાલખી સાર, ચઢયો મદ્ય ભર્યો ચીત ન રહ્યુડાર;
રૂડી રીતે પરણ્યો વિમળ નાર, ધનઅંબામા.૧૪
વિમળ માજીથી જાણીતો થયો, કુંભારીયુ ગામ વાસીને રહ્યો;
અંબાથી વિમળરાય કહ્યો, ધનઅંબામા. ૧૫
ત્યાં વિમળે પણ લીધાં, ડેહેરાં ત્રણસેહેને સાડચ કીધાં;
માંહ્ય પારસનાથ પધરાવી દીધા, ધનઅંબામા. ૧૬
ડેરાંની શોભા બહુ સારી, સ્વર્ગેથી ઉતર્યા લોકો જુવે ધારી;
કીધાં ડેરાં મદ ચઢયો ભારી, ધનઅંબામા. ૧૭
શ્રાવક જાતનો ગયો ચુકી, અંબાનું ધ્યાન દીધું મુકી;
ગોરજી ગુરૂ કર્યા મન ખુંચી, ધનઅંબામા. ૧૮
ગોરજીએ વિધા બતાવી, બુધી ફેરવી દીધી દલખત આવી;
બીજી ભક્તિપર મન પતાવી, ધનઅંબામા. ૧૯
અંબામાને મન ઉલટ થઈ, જોઊ ભાવ ભક્તિ એની કેવી રહી;

હવે જાણેછે હું પ્રસન્ન થઈ, ધનઅંબામા. ૨૦
આઠ્યાં વિમળ પાસે અંબામાય, કરજોડીને વીમળ લાગ્યો પાય;
ભલે પધાર્યા માજી કરી દયાય, ધનઅંબામા. ૨૧
પુછે અંબાજી આપો આપ, ડેરાં કીધાં કહે કોણ પરતાપ;
કરમે આંતર્યો મળ્યાં પુરણ પાપ, ધનઅંબામા. ૨૨
વીમળ બોલ્યોછે રાખી માપ, ડેરાં થયાં ગુરૂ પરતાપ;
ગુરૂથી ગુરૂથી ગુરૂનીછે છાપ, ધનઅંબામા. ૨૩
માજી કોપ્યા કોપાન થઈ, અલ્યા તાહારી દોલત સઘળી ગઈ;
સંભાળ કહું તત્પર થઈ, ધનઅંબામા. ૨૪
માજી કોપ્યા અગ્ની મેલી છાલા, ડેરાં વીમળનાં સહુ બાળ્યા;
કોપ થયો અંબાએ સુખ ટાળ્યાં, ધનઅંબામા. ૨૫
નાઠો વીમળ ત્યાં મુકી ગામ, પગે લાગીને કહે રાખો નામ;
રાખો ડેહેરાં મા કરો કામ, ધનઅંબામા. ૨૬
નાઠો વિમળ સળંગમાં થઇ, જઈ કાઢયું માથું આબુવઢ જઈ;
ત્યાં જઈ બેઠો વીમાસણ થઈ, ધનઅંબામા. ૨૭
દયાળી માએ આંણી ખાંચ, રાખ્યાં નામ કાજે ડેરાં પાંચ;
તેને નવ આવી ઊની આંચ, ધનઅંબામા. ૨૮
રિદ્ધ સિદ્ધ લુટાઈ વીમળરાય, હાથી ઘોડા અંબાડી જાય;
જ્યારે કોપ થયોછે અંબામાય, ધનઅંબામા. ૨૯
આદ્યે અંત્યે હતો દૈત્યનો વંશ, ભાવ ભક્તીથી પામ્યો અંબા અંક્ષ;
બુધીભ્રષ્ટ થઇ ત્યારે કાઢયો વંક્ષ, ધનઅંબામા. ૩૦
આપ્યુંને લીધું ઊલાળી, દુનીઆએ સહુ નજરે ભાળી;
ચળવચળ થયો નાખ્યો ટાળી, ધનઅંબામા. ૩૧
અંબા છો અધમ ઊધારણ નામ, સમર્યા શેવકનાં પુરો કામ;
અંબા આપે ઘર ધન્ય સંતાન, ધનઅંબામા. ૩૨
માનસરોવરપરછે અજાઇ, દુનિયા દરશણ કરેછે ધાઇ;
પેહેલ વહેલાં માનસરોવર નાહી, ધનઅંબામા. ૩૩
કોટેશ્વરનું ડેરૂ સારૂં, એકે ચીત્યે શીવલીંગ મન ધારૂ;

પુજા કરી કહે કામ કરે મારૂ, ધનઅંબામા. ૩૪
કોટેશ્વર આગળ સરસ્વતી વહે, ગૌમુખથી નીકળ્યાં દુનીયાં કહે;
ત્યાંહાં જાય નાહાવા સઘળુ રહે, ધનઅંબામા. ૩૫
ગબરગઢ્ઢા વાસ તારોછે એ, ભુલે દુનીયા અથડાતી રહે;
નાચે કુદે મુખ ગરબા કહે, ધનઅંબામા. ૩૬
ભૈરવ ખેચર ત્યાં વીરજછે, હકીકત દુનીઆની સહુ કહે;
અંબાના આગળ ઉભા રહે, ધનઅંબામા. ૩૭
એ પંચતીરથની પુજા કહી, એક મને સાંભળો નરનારી સહી;
તમે પાએ પડો અંબાને જઇ, ધનઅંબામા. ૩૮
અરાઢ બોતેરો સાર, શ્રાવણસુદ એકાદસી રવીવાર;
વીમળનો ગરબો થયો નીરધાર, ધનઅંબામા. ૩૯
અંબાને નમીને કરૂ પ્રણામ, મા સંસારના સઉ પુરે કામ;
દાસ હરગોવન છે ચરણ ગુલામ, ધનઅંબામા. ૪૦

રાગ ગરબી.

ધન્ય અનસુયા અલબેલા એકાંતે વાસો કીજે,
મા રાખો દયા મેહેર કરીને દરસન સહુને દીજે;
મા જુગજુગમાંરે કૃપા કીધી, સોડામાં સીતાને લીધી,
માના હાથ તણીરે અમરત સિદ્ધી, ધન્ય. ૧
મા દુખ ટાળી સુખડાં આપો, આપત્તી સઘળી સહુ કાપો;
મૈયા નવે નિદ્ધ હમને આપો, ધન્ય. ૨
એરંડીયા સંગમના આરા, છે ગુપ્ત ગંગાની ધારા;
પાર ઉતારવાના એ આરા, ધન્ય. ૩
માને પારે પુષ્પની વાડી, આવે દુનીયાં દરસન ને દાડી;
છે પુરણાનંદ બ્રહ્મચારી, ધન્ય. ૪
ઊમરડામાં કીધો વાસ, પતીયાનાં પતનો થાયે નાસ;
મૈયા સહુની પુરજે તું આસ, ધન્ય. ૫
કંઈ કલાંને કાંબી ખળકે, બાંહ બાંજુબંધ ઘુઘરી ઘમકે;
માજી ચાલે ચાલે વીજળી ચમકે, ધન્ય. ૬

માનાં દરસનતો દોહલાં થાયે,માના દરસનથી તો પાતક જાયે;
દાસ ઊમયો ગુણ તારા ગાયે, ધન્ય. ૭

## ગરબી.

મા સરસ્વતિ સ્વામીને વીનવું, મા ગણપત ચરણે નમું;
મા કરજોડીને વીનતી કરૂં,ચલુજી રાજ મહાકાળી પ્રતાપેરાજ કરોછો;
મા ઉપર ભાવ રૈયતને સુખ કરવા ધ્યાન ધરો છો. ચલુ. ૧
ચંપક નગરી ત્યાં રાજેછે, ચૌટાની ઓળ બિરાજેછે;
જસની નોબત વાજે છે, ચલુ. ૨
ભીલાંની બીક ઘણી ભારી, વાટે મળે નરને નારી;
બુઢએ દરવાજે અસ્વારી, ચલુ. ૩
માના દરવાજા સુંદિર સારા, કોટ બુરજે મેલ્યા છે મારા;
તે જોતાંમાં શત્રુ હાર્યા, ચલુ. ૪
કૃષ્ણના મહેલ ઘણા સારા, ફરતી દદુડાની ધારા;
ત્યાં શંઘ ઊતરે બહુ કંસારા, ચલુ. ૫
માના માનસરોવરમાં નાહ્ય, પુજાની છાબો લેઈ જાય;
કાળી માની પુજા થાય, ચલુ. ૬
માના માનસરોવરનાં પાણી, વડ ઉપર કોઇએ નવ દાંણી;
કાળી માયે કરૂણા જાણી, ચલુ. ૭
સદાશંકર વાણી કહેછે, વડોદરા શહેરમાં રહેછે;
તે ઉપર માની મહેર છે, ચલુ. ૮

## ગરબો ઓધવ જઇને કેજો માધવનેરે એ રાગ.

આજ દીવાળીનો દીન આવીયોરે, આનંદ અંગ ન માય;
ભગત ભવાંની માને ભાવીયોરે, મોય ભર્યાં કમળાય. આજ. ૧
માત પધાર્યા મંદીર માહરે, સુંદીર વદન સોહાય;
હું બલીહારી બહુચર તાહરેરે, કીધાં કોટી પસાય. આજ. ૧
આસન પાસે આવ્યાં ઇશ્વરીરે, વિશ્વ તણી પ્રતિપાળ;
રિદ્ધ સિદ્ધ નિધ્ય પાસે ધરીરે, બેઠાં બહુચર બાળ; આજ. ૨

શેવક સજ થઇને સૈ આવીયારે, એક એકથી અગ્ર;
પુજાપો પરીપૂર્ણ લાવીયા રે, સંભારીને સમગ્ર. આજ. ૩
પ્રથમે શાકપાક નીપજાવીયાં રે, છ રસ સ્વાદ સૂદેશ;
આઇજીને આગળથી આરોગાવીયાંરે, શેવક પામ્યા શેશ. આજ. ૪
પોહોચી તખ્ત ચઢી બેઠાં જઇરે, ચોદશ ચમર ઢળાય;
સખી મુખવાસ કરી લેઈરે, મુખમાં મુકી માય. આજ. ૫
નીજ જન નેંમ દીવાળીના કરેરે, પહેલે પખાળે પાય;
પટભુષણ નૌતમ તન આવરે રે, જે યોગ્ય યથાય. આજ. ૬
કેસર કુંમકુમ ચંદન ચરચીયાંરે, અક્ષત અબિલ ગુલાલ;
અદભુત અંગ સુગંધે અરચિયાં રે, જેમ પુરવનો ચાલ. આજ. ૭
પુષ્પ સુવાસ સરવ મંગાવીયાં રે, પારી જાંત મંદાર;
ગુંથી ગુણ સાથે સૌ લાવીયારે, હાથ સમરપે હાર. આજ. ૮
વાતી અગર ઉવેખી ધુપને રે, ઊભાં નીજ જન નાર;
નીરખી નારાયણીના રૂપને રે, જોઈ જોઈ જાય બલીહાર. આજ. ૯
માત મંગાવી મદીરા મોજમાંરે, પ્રેમ ધરી કરે પાન;
શેવકને કહે અહીંથી ખશો,જમાંરે રાસ રસીક કરો ગાન. આજ. ૧૦
નીજ જન નીકટ રહી બોલ્યા સહુરે, તાન માન યુત તાલ;
ગરબા ગાય બધ વીધે બહુ રે, પર્મ રસીક રસાળ. આજ. ૧૧
અનુચર દીપ અજવાળે દોહો દીશા રે, મેડી મંદીર દ્વાર;
જળહળ નીરમળ દીવાલ પશારે, પ્રગટયા ઠારો ઠાર. આજ. ૧૨
ઉદો ઉદો જે જન ઉચરે રે, ઊભા મંડપ માંહ;
બીન ફીકરે ફુલ્યા ફુલ્યા ફરે રે, બહુચર સાહે બાંહ. આજ. ૧૩
દીવાળી દેખાડે દેવીએ રે, દે છે દીરઘદાન;
પુરે આશ દાસની કેવીએરે, ખાનપાન પરીધાન. આજ. ૧૪
બહુચર લાલની લાલી જાહરેરે, જાણે જગત જાંહાંન;
કુડાં કર્મ જોયાં કયાહરેરે, વલ્લભ રાખ ગમાન. આજ. ૧૫

ગરબી.

આ ભવ સાગર પાર ઉતારજી,તારને મૈયા તાહરો જાણી તારજી; ટેક.

જપતંપ સાધન આરાધન ના જાણું, રેણું અણું પરમાણું રે.
નિર્ધન નાણું જગદંબાજી જાણું, ગુણ ગાંણું કરૂં નીશી વાંણું;
એ સારજી. તારને. ૧

ગંગ ત્રીસંગ પ્રયાગ સમાંણું, જેની પાસ ડેડાણુંરે;
પાવન ઠેકાણું અડસઠ ઉર આણું, ઘણું માનસરોવર માણું અપારજી તા. ૨
યોગ વૈરાગ્યનું કામ નથી, જેને નામ તણી લેહે લાગીરે;
નીંદ્રાથી જાગી જપે બડભાગી, તે ત્યાગી સદાએ સોહાગી સંસારજી. તા. ૩
મા હુંછું મંદમતી અવર તણી ઓથ નથી, જેવો તેવો પણ તમારો રે;
ન કરો ઊધારો આટાણે સુધારો, ઉગારોછે તારો ગીરધરને આધારજી. તા. ૪

## ગરબી જોટો.

મા ગર્ભવાસનો ત્રાસ નીવારજી, વારને અંબા આવાગમન વારજી ટેક
અધોમુખ રહેવું અતિ દુઃખ સહેવું, નથી સુખ જેવું લગાર રે;
જઠરાની જવાળા વાયુના ઉછાળા, છે જળમળનો સંધી દુરગંધી અપારજી
વારને. ૧

પૃથ્વીમાં પડવું વૈતરણી લડથડવું, તડફડવું તે ઠાર રે;
ક્ષુધાથી ડરવું લાવી આપે કડવું, તે જબરીથી પાય ન થાય ઉચ્ચારજી.
વારને. ૨

તરૂણા વય વ્યાપે તે ટાણે સંતાપે, દારા પૂત્ર પરીવારરે;
મન ગમતુ માગે વૃદ્ધાપણમાં ત્યાગે, મોહ માયાનો ભરીયો દુઃખ દરીયો;
સંસારજી. વારને. ૩

જન્મ મરણ ટળવા સંચીત કર્મ બળવા, ને મળવા પદાર્થ ચાર રે;
ગીરીધર કહેછે ઉપાય એક એછે, જગદંબાની ભગતી છે મુકતીનું દ્વારજી;
વારને. ૪

## તીથીઓ ગોકુળ આવો શ્રીનાથજી એ રાગ.

શંકર સુતને શેવું સદા, શુદ્ધબુદ્ધ કેરો દાતાર;
વાણી દેજો મા સરસ્વતી, જેથી ઉતરીએ ભવપાર.
આરાસુરમાંરે અંબિકા. ટેક. ૧

પડવે પરછે માજી તાહરૂં, શેવે સુરીનર લોક;
આનંદ વાધ્યોરે મા અતી ઘણો, માયા દીસે જાણે ફોક. આરા. ૨
બીજે બાળા રૂપે બોલતી, બીરદાળી તું મોરી માય;
શેવક આવ્યોરે મા આશરે, માજી કરજો તેની સહાય. આરા. ૩
ત્રીજે ત્રીવેણીના સંગમાં, નાહાવા કીધું છે મન;
ખેલે અંબીકાજી આવીયાં, સોપ્યું તન મન ધન. આરા. ૪
ચોથે ચૈતન રૂપે મા ભણું, ઘટ ઘટ કીધો તેં પ્રકાશ;
જળ સ્થળમાં વ્યાપી રહી, સ્થાવર જંગમ નિવાસ. આરા. ૫
પાંચમ કારણ વિશે પ્રાણ તું, જેથી મનુવો થાયે બાળ;
પાન અપાન સમાં હવાં, નાઠો હૈડામાંથી કાળ. આરા. ૬
છઠે છબીલી આવી મળ્યાં, ઊઘડ્યાં અનું ભવના દ્વાર;
જોતે જોત મળી રહી, નાઠો દેહમાંથી અંધકાર. આરાસુરમાંરે. ૭
સાતમ સાનમાં સમજાવીયું, કીધી માજીએ કરૂણાય;
મુસ્તક હાથ દીધો સહી, જેથી બુધ્ધી નીરમળ થાય. આરા. ૮
આઠમ અંગમાંરે ઓળખ્યાં, જેનો શેષ ન પામે પાર;
નીગમ નેતી નેતી ઓચરે, અંબા અગમ અપાર. આરા. ૯
નોમે નામ જપુ મા તાહરૂ, જેથી થાય અતી આનંદ;
કીંચીત ક્રોધ વાપે નહીં, મનથી ટળે મોહના ફંદ. આરા. ૧૦
દસમે દૈત્ય વાધ્યા ઘણું, સ્વર્ગ મૃત્યુને પાતાળ;
દેવે સ્તુતી અંબાની કરી, માના મનમાં ઉપન્યો કાળ. આરા. ૧૧
એકાદશી અંબાએ વિચારીયું, ખપર લીધું આપો આપ;
દૈત્યને રોળ્યારે મા રણવીશે, ટાળયો દેવ તણો સંતાપ આરા. ૧૨
બારસ બાળારે બહુચરા, કીધો ચુંવાળમાં વાસ;
જ્યારે ભંડા સુરને મારીયો, અંબા નામ થયું પ્રકાશ. આરા. ૧૩
તેરસ તુજ વિના મા કો નહીં, જેવી પૂષ્પમાં વાસ;
જગમગ જોત જાગી રહી, પાંચે તત્વ કર્યો પ્રકાશ. આરા. ૧૪
ચૌદશ ચિત્ત લાગી રહ્યું, અંબા અકળ સ્વરૂપ;
માયા અકળ છે તાહરી, ન લહે સુરીનર મુનીવર ભૂપ. આરા. ૧૫

પુનમ પ્રેમ વાધ્યો સહી, દીઠી ઘટમાં અંબાય;
પડદા છુટયારે મા પાપના, કોટી સૂર્ય ઉદય થાય. આરા૰ ૧૬
પાંચને મારીને જ્યારે શમ્યાં, પડયું પચીશમાં ભંગાણ;
પાંચે સમજીને ભેગા થયા,નાઠો દેહથી કાળ અજાણ. આરા. ૧૭
ભાવ અભાવ ટળી ગયો, દુનિયાં વિશે એકાકાર;
ભેદા ભેદ રહ્યો નહીં, સુખ દુઃખ નહીં લગાર. આરા. ૧૮
ગાય શિખેને જે સાંભળે, તેની અંબા પુરે આશ;
માયા જાળ ભેદે નહીં, અંતે અંબા ચરણે વાસ. આરા. ૧૯
પંદર તીથીયો પુરી થઇ, પામ્યો આરાસુરમાં વાસ;
બે કર જોડીને ઊભો રહ્યો, ગરબો ગાય દાસનો *દાસ.આરા. ૨૦

## ગરબો.

અંબા તે રમવા નીસર્યાં મા, શારે લીધા શણગાર મારી અંબાજીરે મા;
પાવાની પટરાણીરે મારી અંબાજીરે મા,દાંતે લેવરાવ્યું દાણ મારી અંબાજીરેમા
મોતીડું તપે લેલાટ મારી અંબાજીરે મા, ટેક.

લીલાવટ ટીલડી શોભતીરે મા, દામણી રત્ન જડાવ. મારી. ૧
કાંને કર્ણ ફુલ શોભતાંરે મા, ઝાલ્યોનો ઝબકાર. મારી. ૨
કોટે તે પાટીયાં હીમનાંરે મા, કંઠીઓમાં જડાવ. મારી. ૩
બાંહે બાજુ બંધ બેરખારે મા,માને દશે આંગળીએ વેઢ. મારી. ૪
લીલા તે ગજનું કાપડુરે મા, છાયલ રાતીકોર. મારી. ૫
ફુલ ફાંગરનો ઘાઘરોરે મા, ઓઢણું કસુંબલ ઘાટ. મારી. ૬
પગે તે કલનાં શોભતાંરે મા, કાંબીયો રત્ન જડાવ. મારી. ૭
જેરે ગાયેને જે સાંભળેરે મા, તેની અંબા પુરે આશ. મારી. ૮
ભટ વલ્લભ મા તાહરોરે મા, જન્મ જન્મનો દાસ. મારી. ૯

## ગરબો ચાંપાનેરનો.

પુજુ ગણપતિના પાય પુજુ અંબિકાજીની પાવડીરે, લોલ.
સેવું શલખનપુરી માત દયા કરજો મુજ માવડીરે, લોલ. ૧

*કર્તાનું નામ માલમ પડયું નથી.

ચતુર દેશ ચાંપાનેર વસે કરૂણાનિધી કાળીકારે, લોલ.
કીધો તરણાનો મેર બહુ ગુણનિધી બાળીકારે,લોલ. ૨
સોવરાવી બધી શ્રૃષ્ટ પવનપાણી મા પેદા કર્યાંરે, લોલ.
કીધો વૃષાનો વૃષ્ટ ધન ધ્યાન ધરણી ધરયાંરે, લોલ. ૩
નદી પર્વતને પહાડ મહીમંડળને માનવીરે, લોલ.
જેવાં જોતીનાં ઝાડ દેવ રૂષીને મા દાંનવીરે, લોલ. ૪
પાવાવડનો પ્રતાપ વિંધ જાણી વાસો વસ્યાંરે, લોલ.
આદ્ય શક્તિ તો અનોપ ધર્મ લોકથી આવી ધસ્યાંરે, લોલ. ૫
પતઈ રાવળ પ્રચંડ ધર્મ રાજ કરે તે ધણીરે, લાલ.
જેના દેશમાં નહીં દંડ કૃપા કાળીકાની છે ઘણીરે, લોલ. ૬
નવરાત્રી કેરી રાત્ર રમે ચોસટ જોગણીરે, લોલ.
માયે વિચાર્યું છે મન ભોગ જોવાને મા ભોગણીરે, લોલ. ૭
મંગળ માનુની ગાય ગરબે રમે સૌ ગામનીરે, લોલ.
થૈકાર થૈકાર થાય નારાયણીના નામનીરે, લોલ. ૮
સજ્યા શોળે શણગાર ચરણા ચોળીને મા ચુંદડીરે, લોલ.
કંઠે મુકતાફળના હાર, ફેર ફરેછે મા ફુંદડીરે લોલ. ૯
તેમાં કાળીકાજી માત, ગરબે રમવાને આવીયાંરે લોલ;
વાણી વેદમાં વિક્ષાત, રૂપ લક્ષ રવી લાવીયાંરે લોલ. ૧૦
જાણે કોટી ઉગ્યા ભાંણ, કળા સોળેથી શામનીરે લોલ;
મુખે શાં કરૂ વખાણ, ભજો માત એવી ભામનીરે લોલ. ૧૧
થયું પતાઇને જાણ, રૂપ જોવાને મા કારણેરે લોલ;
વાગ્યાં મોહનાં તે બાણ, ધીરજ નવ રહી ધારણેરે લોલ. ૧૨
આવ્યાં ઊમયાને ઇશ, કાળીકા જોવાને કારણેરે લોલ;
કમળાને જુગદીશ, વિષ્નુ જાય માને વારણેરે લોલ. ૧૩
લહે બ્રહ્મા ન ભેદ નારદ નાચેછે નૃત્યમાંરે લોલ;
વાણી વખાણે છે વેદ, શુણો સનકાદીક સૃતમાંરે લોલ. ૧૪
દેવ તેત્રીસ ક્રોડ, ઇંદ્ર ઉતારે છે આરતીરે લોલ;
કૃષ્ણ રહ્યા કરજોડ, ભાવ દેખાડે છે ભાવથીરે લોલ. ૧૫

માહાપુજા મધ્ય રાત્ર, મંદીર આવ્યાં સૈ માનનીરે લોલ;
તેમાં કાળકાજી માત, સુર લોક કેરી સ્યામનીરે લોલ. ૧૬
પતાઈ રાવળનું પાપ, કામીએ લીધોછે કેડલોરે લોલ;
અંબાં એકલાં છે આપ, ઝાલ્યો છળ કરીને છેડલોરે લોલ. ૧૭
માજી થયાં છે પ્રસન્ન, માગ્ય માગ્ય મુખથી કહ્યુંરે લોલ;
દેવીએ દીધું દર્શન, લક્ષણ હીણે તે નવ લહ્યુંરે લોલ. ૧૮
બોલ્યો પતાઈ ત્યાં પેર, મંદીર આવોજી માહેરરે લોલ;
ચાલો આવો આપણ ઘેર, વસ્ય વરતી છું તાહરેરે લોલ. ૧૯
શક્તીએ દીધો ત્યાં શ્રાપ, મુર્ખ મેલ છેડો માહરોરે લોલ;
પાંચે પ્રગટ્યાં તાહારાં પાપ, પ્રાણ પાવો જાશે તાહરોરે લોલ. ૨૦
કર્યો કાળીકાએ કોપ, વૈભવ તાહેરો સર્વે વહ્યોરે લોલ;
આપ થયાં અલોપ જખ્મ મારીને રાજા રહ્યોરે લોલ. ૨૧
સુબો સાહેબ સુલતાન, ચારલક્ષ ઘોડે ચઢયોરે લોલ;
ઉતારવા મહિપતિના માન, આવી પાવેગઢ અડયોરે લોલ. ૨૨
અદકી કીધીછે આંચ, સુલતાન શેર સાધીઓરે લોલ;
પુરાં વર્શ થયાં પાંચ, વઢતાં તે વેરી વાધીઓરે લોલ. ૨૩
ખુટયાં નવાણાંના નીર, અન્ન થયાંછે અલોપમાંરે લોલ;
ધારણ નવ રહી ધીર, ડુબ્યા કાળીકાના કોપમાંરે લોલ. ૨૪
સાઇઓ સાળો સરદાર, તેને છળ કર્યોછે છેરડોરે લોલ;
જઈ કર્યો જવાર, બુદ્ધ હીણ થયો બેરડોરે લોલ. ૨૫
પ્રીત પાદશાહસુ કીધ, વેર કીધુ વિશેકમાંરે લોલઃ
પતાઈ રાવળની રિદ્ધ, જઈ આપુ ઘડી એકમાંરે લોલ. ૨૬
મારગ ચાલો મહારો સાથ, દેશ જાણેછે ડંડીઓરે લોલ;
કોલ દીધો છે હાથ, લશ્કર ચઢાવ્યું લંડીઓરે લોલ. ૨૭
રૂદે સંગાથે છે રીસ, મુખ વચન ભાખીયાંરે લાલ;
મોતી મણ દશવીશ, ભુંડે ભરડાવી નાંખીયાંરે લાલ. ૨૮
નવસેં નવાણું તેની નાર, રૂડી રત્નાવળ રાણીયોરે લોલ;
મારી નાંખીછે દરબાર, જોબનવતી તે નવ જાણીયોરે લોલ. ૨૯

પ્રીછો પતાઈ ત્યાં પેર કોપ કાળીકાનો જાણીઓરે લોલ;
વેરી આવ્યોછે ઘેર, પરવશ્ય પડયો છે પ્રાણીઓરે લોલ. ૩૦
પુત્ર પાટવી છે પાંચ, રાજબીજ રણ શોળીયારે લોલ;
બીજા પુત્રં તો અનેક, ચાંચડવત કરીને ચોળીયારે લોલ. ૩૧
દેહવટ કીધો દરબાર, હસ્તી ઘોડા સર્વે લુંટીયારે લોલ;
ભારે ભૂપત્ય ભંડાર, સર્વે ખજાના તે ખુટીયારે લોલ. ૩૨
ગયો શક્તિને શર્ણે, પાવાઘડ કેરો રાજીયોરે લોલ;
કડણ સંભળાવ્યું છે કર્ણ, મુર્ખ મનમાં ન લાજીયોરે લોલ. ૩૩
મતિ થઈ છે માહારી મુંઢ, મેંતો ઓળખ્યાં નહીં નામમાંરે લોલ;
તાહારાં પરાક્રમ પ્રૌઢ, પુરો મન કેરી કામનારે લોલ. ૩૪
માયે આપ્યું છે વરદાન, અનામે કરીને સ્થાપીયોરે લોલ;
આવે વૈકુંઠ વૈમાન, સુખસાગરને આપીયોરે લોલ. ૩૫
થયો સુરો સરદાર, નરપતી તેનેતો નડયોરે લોલ;
સાવત સોલહજાર, પ્રથ્વી પાડીને પોતે પડયોરે લોલ. ૩૬
પડી પતાઇની હાર, કીધી ઝમર તળાવડીરે લોલ;
સાવત સોલહજાર, મુઢ મારી નાંખ્યા માવડીરે લોલ. ૩૭
ઉત્પતી કાળકાની ગાય, જે કોઈ શિખેને મા સાંભળેરે લોલ;
કરે નારાયણી સાહ્ય, સુખ સંપત આવી મળેરે લોલ. ૩૮
ઘણી લક્ષ્મી ઘર સુત્ર કરે કામ શુભ કારણાંરે, લોલ;
વાંઝીયાને આપે પુત્ર પ્રીતે બંધાવે પારણાંરે, લોલ. ૩૯
મુઢ કવીતા થાય નીર્ધ્ધ પામે રંક રાજીઓરે, લોલ;
ભાવટ ભવ તણી જે જાય પુનઃ સર્ગમાં ગાજીઓરે, લોલ. ૪૦
બેહેરાં સાંભળેરે કર્ણ મરતાં જીવે તે માંદલારે, લોલ;
ચાલે ખોડાં તે ચર્ણ આંખે દેખે તે આંધળારે, લોલ. ૪૧
રોગીયાના ટાળે રોગ સુખસાગરની સાલકારે, લોલ;
પામે ભાવતા મન ભોગ કીપા કરે માત કાળકારે, લોલ. ૪૨
સાંમળભટરે શ્રીગોડ પીતા પુરૂશોતમજી તણોરે;
ગરબો ગાયે કરજોડ જસ મહીમા માનો ઘણોરે, લોલ. ૪૩

## ગરબો નવરાત્રીનો.

શ્રીસલખનપુરમાં સાચીરે માતા બહુચરારે, પુરૂષાં પહેલી માયા અપરંપરારે;
જેની માયા મંડણ વસુંધરારે, નિતનિત નીગમ નીરંતર ગાય.
આદ્યને નમે ઈંદ્રાદિક રાય, પુરૂશ પુરાણે નવ પરખાય; સલ.૧
મુખડુ માજીનું સરદ શશી જસુરે, જોતાં જોડે જમણું નાવે કશુંરે;
માહા મુખ મોચન મન માહારે વસ્યુંરે, માત સમુ મહીમધ્ય નહીં કોઈ.
આઈજી અમૃત દ્રષ્ટે જોઈ, તાહારા તેજે ત્રીભૂવન રહ્યું મોહી; સલ. ૨
આરાસુરમાં રાણી આસો માસમાંરે, આસનથી ઉઠયાં હાસ્યવિલાસમાંરે;
આવ્યાં સલખનપુરમાં એક સ્વાસો સ્વાસમાંરે,મઢમધ્ય કીધો માત પ્રવેશ.
બેઠાં બહુચર બાળે વેશ, શોભ્યાં સરખાં પ્રેમશું વેશ; સલ. ૩
બોલ્યાંઅંતરએક બેન્યોબંને મળીરે,માના અંતરસુ અતિસેમનમાંની રળીરે;
દેવી ડેહેરા પુઠળ આવ્યાં-રળીરે, બેઠાં માન સરોવર પાળ.
શીતલ વન તરૂઅર દ્રુમડાળ, બોલ્યાં બહુચર મા તતકાલ; સલ. ૪
અંબા રંબા આરત ઉરમાંઈરે, ગરબો ગાયો તે દીવસ થયા કઈરે;
ચાલો ચાચર આપણે રહીએ જઈરે, રૂડાં રંગ ભર્યા નવરાત્ર.
ચુવા ચંદન ચરચીત ગાત્ર, રમીએ રાત દિવસ પ્રભાત; સલ. ૫
આનંદે અંબા મુખથી ઉચરીરે, બીજી બેનો તેડાવો બહુચરીરે;
ખેચર ક્ષણુંમાં આવ્યો તેડી કરીરે, આવ્યાં નગરકોટની રાય.
સાથે સિધવાઈ ઉમયાય, તતક્ષણ આવ્યાં નવદુરગાય; સલ. ૬
પેહેલે પાવેથી પોતી કાળીકારે, ઉત્તરથી આવ્યાં આઈ અંબાલીકારે;
ભાવેથી ભેટયાં મા ભમરાળીકારે, આગળ હીંગળાય હરસીધ.
પુઠલ પીતાંબરાય પ્રસિદ્ધ, વરદારા માને વરસીદ્ધ; સલ. ૭
છપન્ન નવ ચોસઠ ચાલી આવીયાંરે, બહુચર માએ મઢમાં પધરાવીયાંરે;
મળતાં માંહો માંહી મન ભાવીયાંરે, આપ્યાં આસન આદર માન્ય.
બહુ વિધ ભોગ ધર્યા પકવાન, સરસાં આપ્યાં સુરાસુર પાન; સલ. ૮
પુજી પોશી સંતોષી જેમણીરે, એક એકથી અધિક અમલ આરોગણીરે;
રીઝયાં માતા મનમાં મહારસ ભોગણીરે, કરતાં કુશલ કારણી વાત.
હૈડે હોંસ ભર્યા હરખાત, ગુણ નીધી ગંભીર ગોરાં ગાત્ર; સલ. ૯

બાળી બહુચર બોલ્યાં અંબા પ્રત્યેરે, ચાચર દીવા મુકી પુરી ધૃતેરે;
હરખે ગાવો વાવો ખુંદો નૃતેરે ધન ધન ધન આજુનો દીન.
ત્રીપુરે તનમન માત મગન, શોભા સાગર પુર સલખન; સલ. ૧૦
સુણતાં ક્ષણું એકે ઉઠયાં અંબા ધશીરે, સનમુખ સર્વેકો પ્રત્યે બોલ્યાં હશીરે;
રમવા સજ થાઓ મણા ન કરો કશીરે, ખટદશ સાજો સજની અંગ;
સુંદીર ધારો વસ્ત્ર સુરંગ, ચાચર સંચરીએ સહુ સંગ; સલ. ૧૧
સોડસ સજ્યાં દીન સોડ સવા લખીરે, સઘળી સરખી શશી અંભારખીરે;
લલિતા લોપનને બહુચરમા લખીરે, રમવા મન માતા આનંદ.
મોદ ભર્યાં મલકે મંદમંદ, આઇજી આતુર આનંદ કંદ; સલ. ૧૨
અદભુત અંબરઅંબા અંગે ધર્યાંરે, ઉત્તમ અંતરતર અમોઘ્યા ભર્યાંરે;
અંતર ગમતાં આપો પે આવર્યાંરે, ઉજવલ નીલ પીતને શ્યામ.
કોરે કસુંબો કસબી કામ, અવલ ન વેલા નવલહુ નામ; સલ. ૧૩
અંગે આંજી આછી આઈતણેરે, પેરી ઘેરી રંગે ઘણેરે;
સુથણું સુદીર અતી બહુચરને બણેરે, માની ઓઢણી લાલ ગુલાલ.
ભરીયાં ભાગ્ય ભવાંની ભાવ, મા મતવાળી હાલ હવાલ; સલ. ૧૪
મદથી મદમાતા મા થઇ પડયાંરે, સનમુખ ચાચર વાતો કરતાં વળ્યાંરે;
જોતાં જોગણીયો જન ટોળે મળ્યાંરે, ઊભાં બહુચર બધ્ય દરબાર.
જનુની જન જન ફરતી હારય, ખુંદવા ખાંત્યે માત ખરારય. સલ. ૧૫
કરજોડી કાળી કહે કુંડે રહોરે, બોલી બહુચરીયા ક્યુ મારૂ લહોરે;
પેલાં પદકો કહે તે પુઠે કહોરે, માનો માત માહરો બોલ.
ક્રીડા કીજે કોટી કલોલ, આનંદ ઉપન્યો અધિક અતોલ. સલ. ૧૬
વાયક લાયક સુખદાયક સાંભળીરે, જેને જેસુ રંગ ત્યાં ત્યાં મળીરે;
ચતુર ચાચર પુઠળ ઉભાં વળીરે, અગણીત અંતર ઉર ઉછાય.
જય જય જય કહે જગદંબાય, ચોદીશ ઊદો ઊદો કહેવાય. સલ. ૧૭
ધારીશ્વર ભારી ભગવતીયો ભરેરે, આળાપે બહુચર મન સૌનાં હરેરે;
મુખથી ટુક કહેને તાળી દે ફરેરે, જગત જનેતા જુગતે ગાય.
લેઇ તાળી કર થૈ થૈ થાય, રમઝમ ઝાંઝર ઝમકે પાય. સલ. ૧૮
વાજાં છત્રીસ લાગ્યાં વાજવારે, માંડયાં મંડપ ચોદીશ ગાજવારે;

ગુણાં ગાંધર્વ કીન્નર લાગ્યા લાજવારે, નારદ સારદનું શુ ગાત્ર.
ત્રીજેતમાં રંગા કાંણુ માત્ર, ગુણી ભુલ્યા થઈ ગુણ પાત્ર. સલ. ૧૯
હોડે હંબોડા લેતાં ફુદડીરે, ખળકે પુચી કંકણુ કર મુદ્રડીરે;
સૌએ ઓઢી નાના રંગ ચુંદડીરે, રસ વળીઓ આડો આંક.
તોતળા તાળ ન ચુકે ટાંક, લચી લચી લેતાં લહેકે લાંક. સલ. ૨૦
મહા રસ ઉપન્યો શુદ્ધ ભુલી સર્વેનીરે, ગમત ભુલી પ્રાણીજન ગરવનીરે;
કહે કાંણુ યુત્કે આપૂળીયાં પરવનીરે. પુરણુ પ્રગટયો પ્રેમ પ્રવાહ.
ચંડિકા ધુમે મહા ચિત્ત ચાહ, રંગ રસ ભીનાં રમે ઊમયાય. સલ. ૨૧
ગાયાં વાહ્યાં દ્રાયાં નવરાતથીરે,સૌકો જન મન મેહપામ્યાબહુચરમાતથીરે;
ડેહેરે આવી બેઠાં પ્રભાતથીરે, વિજયા દશમી કેરો દીન;
વીશ્વ જે કીધો ત્રીભુવન, પ્રત્યક્ષ પુરણુ માત પ્રસન્ન. સલ. ૨૨
વિત્યાં નવરાત્ર પ્રભાતે પારણાંરે, હરખે હીંગોળી કરે હકારણાંરે;
આવે ઇશ્વરીયો લે ઓવારણાંરે, ખટ રસ સરસ સમાર્યા અંન.
બેઠાં બહુચર બધ્ધ આસન, ભાવે ભવાની લે ભોજન. સલ. ૨૩
પોખી મઢમાં બેઠાં પરમેશ્વરીરે, મુખમાં મુખવાસ કરી વિશ્વેશ્વરીરે;
આરતી વારતી સારતી અમરેશ્વરીરે, માત વધાવ્યાં મણી મુકતાય.
દરશન ઘો નીત્ય સંજુગતાય, કુરણા કરીએ મા મંમાય સલ. ૨૪
અંતરીક્ષ નીરખે અમરસુ અંગનારે, જે જે ઊચાર કરે સહુ સંગનારે;
વરસે કુસુમાવળી કંઈ કંઈ રંગના જો, મોહ્યાં સ્વર્ગ મૃત્યુ પાતાળ,
સુંદર સુંદર રૂપ રસાળ, બહુ રંગી બહુચરીઆ બાળ. સલ. ૨૫
નવદિન શુભ સાર થયાં સોહાંગનારે, ઉડયાં ઇશ્વરીયો માગી આજ્ઞારે;
બહુચર કહે શુ કહુ મુજ સુખ ભાગનારે, અરસપરસમાં થયાં વિદાય.
વરસતાં નયણે નવ ત્રમાય, નિજ નિજ ભૂવન પ્રત્યે જાય. સલ. ૨૬
આસન આપ આપણે ઉતર્યાંરે, જોતાં જોગણીયો સૌ તર્યાંરે;
આપ્યા સ્થાપ્યા ધરસુત્ર કસુતર્યાંરે, ઘેર ઘેર વરત્યો જય જયકાર.
તરીયા તોરણુ બાંધ્યાં દ્વાર, નવખંડ હરખે નરને નાર. સલ. ૨૭
ગરબો નવરાત્રી તણો ગાશે મુખેરે, સુખસંપત્તી થાશે દીન જાશે સુખેરે;
દુરીજન દોહલાં દીન દીન થાશે દુઃખેરે,એમ કહે આદ્યશક્તી નીરધાર.

આઇજી અધમ ઓધારણહાર, વલ્લભ સમરૂ વારંવાર. સલ. ૨૮

## ગરબો અંબાજીના શણગારનો વેણવાગેછે એ રાગ.

પ્રથમ સમરૂ સરસ્વતિને, ગણપતી લાગુ પાય; રમવા નીસર્યા મા.
અલબેલી ઇછો વણીને, ગરબો ગાવા જાય. રમવા ૧
લીલા તે જગનો કંચવોને કસબે ભર્યા છે તાર, રમવા. ૨
લેંઘો પહેર્યા લાખનોને ખૂબ બનીછે ખાપ, રમવા.
સાળુ સુંદીર ઓઢણેને સરસ બની છે છાપ, રમવા. ૩
પાયે તે નેપુર ઝણઝણેને ઝાંઝરનો ઝમકાર, રમવા.
અણવટ વીંછુવા શોભતાને મેખળા ઝીણી સાર, રમવા. ૪
કાંબી કલ્લાં ઠમ ઠમેને ઘુઘરાનો ઘમકાર, રમવા.
હાથે ચુડી હેમનીને નંગ જડ્યાં વિશાળ, રમવા. ૫
કરમાં ઝળકે કાંકણીને કાંડે દાણા ચાર, રમવા.
ગળે તીમારો હેમનોને ચોસરો ચંદન હાર, રમવા. ૬
બાયે બાજુબંધ બેરખાને પોંચીયુ લટકે હાથ, રમવા.
વાંક વિચીત્રને લહેરીયાંને ફુમતાંની સાથ, રમવા. ૭
પરવાળાની પાસરે ને મુગ્તા ફળનો હાર, રમવા.
હીરા માણેક મોગરાને રત્ન જડીત્ર અપાર, રમવા. ૮
તાંતત્ર સંતીયુને ટીલડીને નાકે નંમણો મોર, રમવા.
ફુલર દીસે હીમનુંને ઝુમણાંનો ઝમકાર, રમવા. ૯
કાને કુંડલ ઝલહળેને તેજ તણો નહીં પાર, રમવા.
લોલક ઝળકે હેમનાંને હીરા જડીત્ર અપાર, રમવા. ૧૦
નયણે તે કાજળ સારીયાંને કેશર વરણી આડ, રમવા.
ચોખ્યો કપોળે ચાંદલો ને ચોખ્યા ચોઢ્યા લેલાડ. રમવા. ૧૧
વેણ ગુંથી વીવેકથીને તરતજ ભરીયાં તેલ, રમવા.
અત્તર બહેકે અતી ઘણુંને ફોર્યું દીસે ફુલેળ, રમવા. ૧૨
સેંથે સીંદુર સારીયાંને દરપણ લીધાં હાથ, રમવા.
એક એક જોડે મળીને સરવે બેની સાથ, રમવા. ૧૩

સજી શણગાર ઉભાં રહ્યાંને શોભાનો નહીં પાર, રમવા.
અધર મુખપર વાળડાંને મુખ ચાવ્યાં તંબોળ, રમવા. ૧૪
દંત બત્રીસ ડાડમ કળીને બહુ રંગ રાતા ચોળ, રમવા,
મુખની શોભા બહુ બનીને શશીયલ ઊગ્યો સુર, રમવા. ૧૫
સરખે સરખી સહુ મળીને જોબનમાં ભરપુર, રમવા.
સાતે ઊગ્યા સામટાને તેથી અદકુ નુર, રમવા. ૧૬
સોના ગરબો શિર ધર્યોને રમતાં વાધ્યો રંગ, રમવા.
સલખનપુરના ચોકમાંને ચોસઠ બેની સંગ, રમવા. ૧૭
ફેર ફરે બહુ ફુદડીને માતાં મંગળ ગાય, રમવા.
મુખથી એવું ઊચરેને ઊદો જય જય થાય, રમવા. ૧૮
છત્રીસ વાજાં વાગીયાંને શરણાઇઓના સોર, રમવા.
ખગોળ ભૂગોળ ગાજી રહ્યાંને થાયે સોર બકોર, રમવા. ૧૯
ઢોલ વાજે દુંદભીને ખૂબ બન્યો છે ખેલ, રમવા.
તાળ મૃદંગના વાજ માંને ફરતી ફુદડી ફેર, રમવા. ૨૦
નવરાત્રી તો નવે રમ્યાંને, ત્રપ્ત થયાં તન, રમવા.
દશરાને દીન પારણાંને હોમ કીધા હવન, રમવા. ૨૧
રમી જમીને ચાલીયાંને, દેવી ગયાં દરબાર, રમવા.
બહુચર ગુણવંતી ગોખમાંને સુખ પામ્યાં સંસાર, રમવા. ૨૨
માગ્યા પુરણ માત છોને ધન દારા સંતાન, રમવા.
આશરો રાખે તાહરોને પાંમે પુરણ માન, રમવા. ૨૩
તીથી અજવાળી બીજછેને લખીઓ છે ગુરૂવાર, રમવા.
ગાય શિખેને સાંભળે તેની બહુચર આવે વાર, રમવા. ૨૪
કળીકાળના વારમાંને તુ છે તારણ હાર, રમવા.
વલ્લભ ધોળાભાઇને આઈ તાહારો આધાર, રમવા. ૨૫

---

## ગરબી.

સૌ શેવાક શેવો બહુચર બાળીને, ટેક.
સફળ કર્યા કાંઇ પ્રાણી જગતમાં, જોતાં માત નીહાળીને. સૌ. ૧

નામ સમરતાં નર્ક નીવારે, ભવ તારૂ ભય ટાળીને. સૌ. ૨
સાંકળેશ્વર ચીત્ત ચરણે અટક્યું, નીરખી છેલ છોગાળીને. સૌ. ૩

## જોટો.

કેમ છોડુરે છોડુ નામ હું એક ઘડી, ટેક.
રદય કમળમાં નીશદીન રાખું, મુજને સાચી માત જડી. કેમ. ૧
જાણી દાસને દરશન આપો, શાંને વાર લગાડો વડી. કેમ. ૨
પાલવ વળગ્યો ન કરશો અળગો,કહે સાંકળેશ્વર પાય પડી. કેમ. ૩

## જોટો.

હું વળગ્યોરે વળગ્યો તારે પાલવડે, ટેક.
ભવમાં ભય હવે કેનો રાખું, બહુચર મુજ શિર ગરગડે. હું. ૨
કરૂણા દૃષ્ટે મુજને ન્યાળો, એમાં શો તુને પાડ ચઢે. હું. ૩
સાંકળેશ્વર મુખ એમ ભણે છે, તાપ હરે તુને પાય પડે. હું. ૪

## જોટો.

બરદાળીરે બાળી શ્રી સલખનપુરીયાં, ટેક.
સમર્યા સાહ્ય કરી સુરવંદની,અસુર હણ્યા કાંઈ બહુચરીયા. બ. ૧
અકળ કળા કોઇ પાર ન પામે,શ્રીપતિ વિધી એમ ઉચરીયા. બ. ૨
કહે સાંકળેશ્વર બહુચર શેવી, તે જન ભવસાગર તરીયા. બ. ૩

## જોટો.

મન મોહ્યુંરે મોહ્યું જગદંબા નીરખી, ટેક.
જોતાં જગતમાં નજરે નાવે, કોઈ અવર બહુચર સરખી. મન. ૧
વીવીધ પ્રકારે શેવું માને, કુસુમ ચંદન શિરપર વરશી. મન. ૨
સાંકળેશ્વર મા દાસ તમારો, નીશદીન ગુણ ગાવે હરખી. મન. ૩

## જોટો.

ધન્ય કીધારે કીધા દરશન આપીને, ટેક.
ભગતી કરતાં નવનીધી ભરીએ,જન્મ મરણ ભય કાપીને. ધન્ય. ૧
જીવન મુક્ત થયા કંઈ પ્રાણી, જાપ ભવાનીનો જાપીને. ધન્ય. ૨

કહે સાંકળેશ્વર મહાસુખ પામે, ગુણગાતાં અળાપીને. ધન્ય. ૩

જોટો.

મતબાળીરે બાળી બાળ સ્વરૂપ ધર્યું, ટેક.
વીશાળ વદન રતીપતી છબ મોડન, કોટીસુરજનું તેજ હર્યું. મત.૧
ગોખજોખમાં ઝુગતે જોતાં, પ્રાણી સકળનું કામ સર્યું. મત. ૨
કહે સાંકળેશ્વર બેઉ કરજોડી, માને ચરણે ચિત્ત ઠર્યું. મત. ૩

જોટો.

મન હરખ્યુંરે હરખ્યુ જોઇને બહુચરીયાં, ટેક.
આ સંસારનું સાર ભવાની, હરી બ્રહ્માદીક ઊચરીયા. મન. ૧
શુંભ નીશુંભ મહીશાસુર સરખા,મારી અમરના ભયહરીયા.મન.૨
કહે સાંકળેશ્વર બહુચર સમરી, કંઈ જન ભવસાગર તરીયા.મન. ૩

જોટો.

મુખ નીરખીરે નીરખી જાઉ મા બલીહારી, ટેક.
રસના એક શું કહુ કથીને, શોભા અવર માજી તાહારી. મુખ. ૧
વરણન કરતાં પાર ન પામે, નીશદીન શસ્ત્ર પ્રણાધારી. મુખ. ૨
કહે સાંકળેશ્વર નહીં મા સરખું, દૈવત જોતાં મત માહારી. મુખ. ૩

જોટો.

કયાં જાવુંરે જાવું માતને છોડીને, ટેક.
બહુચર કહેતાં નીરમળ કીધા, કોટી જન્મ અઘ મોડીને. કયાં. ૧
ગુણ ગાતાં કંઈ જન ઉધર્યા, ભવનું બંધન તોડીને. કયાં. ૨
કહે સાંકળેશ્વર ભગતી આપો, એ માગુ કરજોડીને. કયાં. ૩

જોટો.

કાંણ રાખેરે રાખે માત વિના શરણે, ટેક.
માત ભજનથી ભય સૌ કંપે, કેસરીથી જેવાં હરણે, કાંણ. ૧
અવર દૈવત બહુચર સરખુ, દીઠુ આ જુગમાં ધરણે. કાંણ. ૨
કહે સાંકળેશ્વર કારજ સીધ્યાં, ચીત લાગ્યું માના ચરણે. કાંણ. ૩

## જોટો.

સૌ તાર્યારે તાર્યા શરણે રાખીને, ટેક.
જન્મ મરણનો ભય બહુ ટાળ્યો, દાસને દરશન દાખીને. સૌ. ૧
અમર કાય કરી મારકંડે, ભગ્તી સુધા રસ ચાખીને સૌ. ૨
સાંકળેશ્વર જોતાં મન અટકયું ,માતને દષ્ટી નાખીને. સૌ. ૩

## જોટો.

આ જુગમાંરે જુગમાં મુજ શિર છો જનની, ટેક.
જેમ રાખો તેમ રહીએ માજી, વાત અવર શી કહુ મનની. આ. ૧
ભુલ્યો ભમુ જોયા વિના મા જેમ, વીખુટી ફરે રોઝડી વનની. આ. ૨
સાંકળેશ્વર ગુણ ગાતાં બહુચર, તપત ગઇ સરવે તનની. આ. ૩

## જોટો.

બહુ રંગીરે રંગી સલખનપુર રાણી, ટેક.
ગાયે ગુણ સુર શેવેરે નીશદીન, શ્રીપતિ મુનીવર સુલપાણી. બ. ૧
ભજતાં ભાવ કુભાવે ભવાની, સેજે મુક્ત કર્યા પ્રાણી. બ. ૨
કહે સાંકળેશ્વર દરશન આપો, દાસનો દાસ રદે જાણી. બ. ૩

## જોટો.

આ જુગમાંરે જુગમાં મા વિના દૈવત અવર નથી. ટેક.
શક્તિ શિરોમણી આદ્ય અંત્ય મધ્ય,ઉદભવ લયપાલણ એહથી.આ ૧
શુક સનકાદીક ભવબ્રંહ્માદીક, મન નિશ્ચય કરૂ એક મથી. આ. ૨
શક્તિ વિના સંસાર સરવ રદ, કહે સાંકળેશ્વર એમ કથી. આ. ૩

## જોટો.

શિર શેવકને ગુણનીધી ગંભીર છાજે, ટેક.
ભગવતી ભવમાં ભવ ભય હરવા, ગોખે ચઢીને ગાજે. શિર. ૧
દેવને દુર્લભ દરશન જેનું, સલખનપુરમાં બિરાજે. શિર. ૨
કહે સાંકળેશ્વર પાર કરો ભવ, મહેર કરી માહારાજે. શિર. ૩

---

## રાગ ગરબો.

પ્રથમ સમરૂ શ્રીસારદાને સરસ્વતીરે લોલ,
દાસ ઊમયાને આપજો રૂડી મતીરે લોલ;વીરક્ષેત્ર વડોદરૂ ગામછેરે લોલ,
દીસી ઉતરમાં માનો ઠામછેરે લોલ, ચોકચાચર દીશેછે રળીયામણુંરે લોલ.
ભરચામાનસરોવર મોતીતણારે લોલ.હંસકારીઆને કોકીલા કદળી ઘણીરેલોલ.
મેનાપોપટ બોલેછે ફરીફરીરે લોલ, હંસ રમે કમળની કુંજમાંરે લોલ.
પોપટ ભણે ભમરની ગુંજમાંરે લોલ, ઝંડ આવ્યાંજી નૌતમ નાગડારે લોલ.
મણીધરઆવ્યાછે ઘણા ઘણારેલોલ,આવ્યા સામન સહસ્ત્રઅઠાસી રૂષીરેલોલ.
ઇંદ્રધામથી અપછરા આવી વસીરેલોલ,માનુંડેરૂદીસેછેજી નવાનોકમાંરેલોલ.
બેઠી સોખમે વસીછે ગોખમાંરે લોલ,માને પાયે પડીછે રૂડી ઝાંઝરીરે લોલ.
ચાલચાલ બોલછેજીઆણેબાંસુરીરે લોલ,ચોળી ચુંદડી ઓઢીછેકેસરતણીરે લોલ.
શોભી રહીજી સુંદરી સોને ભરીરે લોલ, હાર ચંદન વંદનને ચોસરીરે લોલ.
તુસી તરમનીયાંને દામણીરે લોલ, કાંને વેલા અકોટી હીરેજડીરે લોલ.
બાજુબંધને બેરખી બાહુ તણીરે લોલ, દંતદાડ દીસેજી હીરા કણીરે લોલ.
નાકે નથની સોહેજી મોતીતણીરે લોલ,આંખ આંજીને દીસેરૂડી બંકડીરેલોલ.
બાંહ પેરીને ખણુકે કંકણીરે લોલ,ગરબાગાયાની આવી ધમર ઘટારે લોલ.
બીડી ચાવીને છુટી મુકી લટારે લોલ, પ્યાલા લીધા મધુના હાથમાંરે લોલ.
રંગ લાગ્યો જોગણીયોના સાથમાંરેલોલ,માનોછંદ તે હાવે પુરો થાયછેરેલોલ.
દાસ ઊમયો તે ગુણુ તારા ગાયછેરે લોલ.

## ગરબો.

જે કો અંબીકા માતને આરાધસેરે લોલ, તેના પુત્રપરીવાર જસ વાધશેરેલોલ.૧
અંબા સુખ આપે તે સંસારનુંરે લોલ,અંબા દુઃખટાળે તે અવતારનુંરે લોલ. ૨
માહારીઅંબામાના લોચનસોહામણાંરેલોલ,માનેપુજીયેને નીત્યલેયે ભામણાંરેલોલ૩
માને કોટે સુર્ય કોટી જળહળેરે લોલ, માને ઘૃત કપુરના દીવા બળેરે લોલ. ૪
એવીપુટડી નથીરે નવખંડમાંરે લોલ,માતા જાગતી તે ચૌદભૂવનમાંરે લોલ. ૫
અંબા ગરબોગાવાને પોતે નીસર્યાંરેલોલ,ત્યારે જન્મોજન્મનાંદુઃખવીસર્યાંરેલોલ.૬
ત્રીપુ રાસુંદરીને કાળીકા ત્યાં આવીયાંરે લોલ, તેમણે અંબાજીને મોતીડે
વધાવીયારે લોલ. ૭

આવ્યાં ઉરવશી મીનકાપીતાંબરારેલાલ,સાથે આવ્યાંછેઈંદ્રકેરી અપ્સરારેલાલ.૮
મહાલક્ષ્મીને માતભૂવનેશ્વરીરે લાલ, સાથે ઊમયાસતીને કામની રતીરે લાલ.૯
આવ્યાં ચંડીકાને ચોસઠ જોગણીરે લાલ,તેતો કંદ્રપકળા કેરી ભોગણીરે લાલ. ૧૦
સાથે કુંમકુંમ કેસર તણી થાળી ભરીરેલાલ, આવ્યાં સીતા રાધકાને
સરસ્વતીરે લાલ. ૧૧
આવ્યાં બહુચરા તુળજાને તોતળારેલોલ,કેશછુટાને ફુલે ભર્યા ચોટલારેલોલ.૧૨
સર્વે માતાજીને ચાચરે આવીયાંરેલોલ,પુષ્પ મોતીડેને ચોખલે વધાવીયાંરેલાલ.૧૩
હાથમાં પ્યાલાભર્યા તે મધુપાનનારેલાલ,લોચનફેરવેને ચાળાકરે તાંનનારે લાલ.૧૪
કીધા શોળેશણુગાર અતી શોભતારે લાલ,આવ્યા દેવતાતે ફુલડેવધાવતારેલાલ.૧૫
હાથમાં ફુલનાદડા તે મોહોમાંરમેરેલાલ,ગરબોગાવા માંડયો તે માતનેગમેરેલાલ.૧૬
મતબાળી થઇને ફરે ફુદડીરેલાલ, નંદા નારંગીની ઓઢી માયે ચુંદડીરે લાલ.૧૭
શોભાદીસે ઇશાનકેરી વીજળીરેલાલ,દીસે દીવાળી તે રાત્ર અતીઉજળીરેલાલ.૧૮
પાંન ચાવેને મોહોમાં છાંટી ભરેરે લાલ, થાકી બેસેને તે તણાં મીડાં કરેરે લાલ.૧૯
તાળી પાડેને હાથે હશે ડાંડીયારે લાલ,એવા નવનવા ખેલમાએ માંડીયારે લાલ.૨૦
તાળીપાડેને અંગમોડે ઘણુંરે લાલ, શોભે આંગણું અતીશે અંબાતણુંરે લાલ.૨૧
ઠમકે વાગેછે વીંછુવા પાગનારે લાલ, છંદ વાગે તે છત્રીશ રાગનારે લાલ. ૨૨
દીવા પુર્યા તે ધૃતને કપુરનારે લાલ, ગર્વ ઉતાર્યા અંબાએ અસુરનારે લાલ.૨૩
ગળે બાંહડી ઘાલીને લટકો કરેરે લાલ,અંગ ફેરવીને માત ફુદડી ફરેરે લાલ. ૨૪
કેસર કસ્તુરી બરાસ કેરાં છાંટણાંરે લાલ,વેણછુટીને કંઠે ઘરેણાં ઘણાંરે લાલ.૨૫
સર્વે ઘાલ્યા ચંપક કેરા હારડારે લાલ, વચે વાવ્યા કેસર કેરા કયારડારે લાલ.૨૬
અંબાનોકર જાણે કમલનીપાંખડીરે લાલ,ઘણી ઘેરીછે રાતીમાનીઆંખડીરેલાલ૨૭
ગરબો જોવા આવ્યા તે મહાદેવજીરેલાલ,ગંગાજોવા આવ્યા તે કાશીથકીરેલાલ.૨૮
સ્વર્ગમુકીને ઇંદ્ર આવ્યા ખરારેલાલ,ઇઠાશી સહસ્ર રૂશીશ્વર આવી મળ્યારેલાલ.૨૯
વિશ્નુ વૈકુંઠતજીને જોવાઆવીયારેલાલ,માણેકમોતીલઇમાજીને વધાવીયાંરેલાલ.૩૦
જોવા આવી પાતાળ કેરી નાગણીરે લાલ, તેતો ફુટડીને રૂપ વરણાગણીરે લાલ.૩૧
બારેસુર્ય આવ્યા તે રાંદલ સાથસુંરેલાલ,ચંદ્રમા આવ્યાતે રોહણી નારસુંરેલાલ.૩૨
બારે મેઘ આવ્યા તે અમી વર્ષતારેલાલ, સર્વ લોક જોવાને મન તરસતારેલાલ.૩૩
બ્રહ્મા આવ્યા તે વેદચાર લેઇનેરેલોલ, સર્વ વધાવે તે પુષ્પ ઊભા રહીરે લાલ.૩૪

